# પ્રવેશક

---

કેળવણી અને શિક્ષણ વચ્ચેનો ભેદ સમજાવવાની આજે હવે જરૂર નથી રહી કેળવણી જીવનને વ્યાપી લેનારી વસ્તુ છે અને શિક્ષણ એ કેળવણીનુ એક અગ માત્ર છે આપણી શાળાઓમા મોટે ભાગે માત્ર શિક્ષણનુ કામ ચાલે છે આવડા મોટા દેશમા, આટલી બધી ગરીબીના ભાર નીચે દબાયલા છીએ ત્યારે, આપણો શિક્ષક શિક્ષણના કામથી આગળ જઈ શકે નહિ એ પણ તદ્દન સ્વાભાવિક છે એટલા માટે શિક્ષણનુ કામ પદ્ધતિસરનુ બને અને પોતાના કામની પાછળ જઈને દરેક શિક્ષક શિક્ષણની શાસ્ત્રીયતાનો વિચાર કરતો થાય, તેની હિમાયત આપણે કર્યા કરીએ છીએ પરતુ શિક્ષણની શાસ્ત્રીયતા સાચવવા માટે જે વ્યાપક વર્તુળનુ શાળાનુ શિક્ષણ એક બિંદુમાત્ર છે, તે કેળવણીના વિચારને શાસ્ત્રીય દૃષ્ટિથી વિચારી લીધા સિવાય ચાલે તેમ નથી

શિક્ષણશાસ્ત્રના અને નવીન શિક્ષણના પુષ્કળ વિચારો આજ દિન સુધી રજુ થયા છે, અને હજુ થયે જાય છે. નવીન શિક્ષણના વિચારોથી આજના શિક્ષકને હમેશાં પરિચિત રાખવો એ કેળવણીકારોનું કર્તવ્ય આની સાથે જ એ નવીન શિક્ષણની પાછળ નવી કેળવણીની દૃષ્ટિ, એની તાત્ત્વિક વિચારણા કરીને આજની શિક્ષક દુનિયા પાસે મૂકવાની તેટલી જ અગત્ય છે. શાળાઓમાં જે જાતનુ વ્યવહારૂ શિક્ષણ નવીન દૃષ્ટિથી આપવાના આપણા મનોરથો છે તે શિક્ષણ નવી કેળવણીના તત્ત્વને જાણ્યા સિવાય સાર્થક થઇ શકશે નહિ આ વિચારથી પ્રેરાઇને નવી કેળવણીનું આ પુસ્તક સમાજ પાસે ધરવાનું ઉચિત ધાર્યું છે. નવી કેળવણીના સિદ્ધાંતોની ભૂમિકા ઉપર નવીન શિક્ષણનું કામ વધારે શાસ્ત્રીય અને વધારે ઉપકારક નીવડશે એમાં શંકા નથી.

નવી કેળવણીનો વિચાર કરતા જે લેખો લખાયા છે, તેવા લેખોમાંથી ચૂંટી કાઢેલા દસ લેખોનો આ એક સંગ્રહ છે દરેક લેખ પોતાની રીતે એક સ્વતંત્ર પ્રકરણ બને છે. છતાંયે જે ચૂંટણી કરવામાં આવી છે તે ચૂંટણી જોતાં દસે પ્રકરણોની અંદર રહેલા વિચારો એકબીજાની સાથે સંકળાયેલા માલૂમ પડશે.

એક કાળે સમાજમાં શિક્ષણની દુનિયામાં ગુરુયુગ હતો. આજનો નવીન યુગ બેઠો તે પહેલાં ગુરુયુગના જેવા જ ઘણા યુગો કેળવણીના ક્ષેત્રમાં આવીને બેસી ગયા. આજનો યુગ વિધેયયુગ છે. એ વિધેયયુગનુ મહત્ત્વ પહેલા પ્રકરણમાંથી વાંચકને જોવા મળશે.

આજ દિન સુધી શિક્ષકે, માબાપે અને સમાજે વિદ્યાર્થી તરફ એક ચોક્કસ પ્રકારની દૃષ્ટિ રાખી છે. એ દૃષ્ટિ છે મતાગ્રહની આજના યુગમાં આ દૃષ્ટિમાંથી વડીલોએ નીકળી ગયા સિવાય છૂટકો નથી. આપણા મોટેરાઓની એ પ્રકારની દૃષ્ટિ બાળકોને કેટલુ નુકસાન કરે છે તે જાણવા માટે બીજુ પ્રકરણ જોવા વાચકને નિમંત્રણ છે ગમે તેવુ શાસ્ત્રીય શિક્ષણનું કામ પણ આ જૂની દૃષ્ટિને ખેસવી લીધા સિવાય કશું જ ઉપયોગી પરિણામ લાવી શકવાનું નથી.

શાળાઓની અંદર ભણતા આજના વિદ્યાર્થીને વિચાર કરતો કરવા માટે શિક્ષકો ઓછી જહેમત નથી ઉઠાવતા. આજના ચર્ચાસંઘો, ધારાસભાનાં અનુકરણો, નિબંધલેખનો અને ખુદ શિક્ષકનાં પ્રવચનો આ દિશાના પ્રયત્નો છે. માબાપ

પણ પોતાનું બાળક સ્વતંત્ર વિચારક થાય એ માટે પોતાની શક્તિમાં હોય તેટલા પ્રયત્નો કરી છૂટે છે આમ છતાયે જુવાન ભણીગણીને બહાર નીકળે છે ત્યારે તેની પાસે વિચારનુ દારિદ્રય આપણને શરમાવે તેવુ હોય છે આવા વિચારદારિદ્રયનુ કારણ શોધ વાનો પ્રયત્ન ' વિચારોની કેળવણી 'વાળા પ્રકરણમાં કરવામા આવ્યો છે શિક્ષણનો ક્રમ આજે ઉનટી રીતે ચાલે છે, તેને જો ફેરવવામા ન આવે તો આપણુ વિચારોનુ દારિદ્રય ઘટવાનુ નથી

શિસ્તનો પ્રશ્ન કેવળ શિક્ષકને જ નથી મૂઝવતો હોતો આપણા ઘરો, સમાજ વગેરેમા મોટેરાઓને શિસ્ત જોઇએ છીએ, અને નાનાઓ મોટેરાઓની આ માગણીને તોડી પાડી શકતા નથી શાળામા શિક્ષકનો અને ઘરમા માબાપનો સૌથી વધારે વખત પોતાના બાળકોને શિસ્ત સાચવવાનો ઉપદેશ કરીને શિસ્તની તાલીમ આપવા પાછળ જતો હોય છે આમ છતાયે શિસ્ત આવતી હોય તેવો સંતોષ કોઈ પણ પ્રગટ કરતુ દેખાતુ નથી. આપણે જે જાતની શિસ્ત માગીએ છીએ તે શિસ્ત શુ છે, ખરી રીતે શિસ્ત કેવી હોવી જોઇએ ને તે કેવી રીતે ઉભી કરી શકાય, એ બાબતોનો વિચાર આપણે નવેસરથી કરવાનો રહે છે કેવળ શિસ્તના

જ કારણસર નાનાઓ અને વડીલો વચ્ચે મતભેદો અને વિચારભેદો પડી જતા અને એકબીજાના જીવન વચ્ચે મોટુ અતર પડતુ આજે આપણે જોઈએ છીએ શિસ્તનો જૂનો ખ્યાલ બદલાઈ નહિ જાય ત્યા સુધી નાના મોટેરાઓ વચ્ચેનુ આ અતર કપાઈ જવુ મુશ્કેલ છે શિસ્તનો તે ખ્યાલ બદલાવવામા શિસ્ત ઉપરનુ પ્રકરણ મદદ કરશે

ફરજ–મરજનો ઝગડો અનાદિ કાળથી ચાલતો આવ્યો છે આજે પણ એ ઝગડાનુ સ્વરૂપ સહેજ પણ ઓછુ ઉગ્ર થયુ નથી સ્થૂળ ભૂમિકાનો વિચાર કરો, સૂક્ષ્મનો વિચાર કરો તો પણ આ ફરજ મરજનો કલહ એટલો જ તીક્ષ્ણ માલૂમ પડે છે મનુષ્ય વિચારમા જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ મરજને બદલે ફરજ એને વધારે વહાલી લાગે કે પોતાની મનોદશાથી જગત આખાને આકવાની ટેવવાળો માણસ તેવી ફરજ નમાગે સ્વીકારવી જોઈએ તેવુ પ્રતિપાદન કરે છે પરતુ એ ભૂલી જાય છે કે જેને માટે એ પ્રતિપાદન કરે છે તેની અને પોતાની વચ્ચે વિચાર અને આચારનો એક મહાસાગર પડ્યો છે, આ ભૂલને લીધે જ ફરજ મરજ વચ્ચે હમેશા ગજગ્રાહ ચાલ્યા કરે છે ફરજિયાત મરજિયાત ઉપર

આ નવી દૃષ્ટિથી આજે જો વિચાર કરીએ નહિ તો સમાજનુ જીવન પ્રગતિ નહિ કરી શકે ફરજ-મરજના ઝગડાની પાછળ હેતુ તો વિકાસનો રહેલો છે એ હેતુ જ જો માર્યો જતો હોય તો એનો ફરીથી નહિ વિચાર કરવા જેટલા જડ આપણે નહિ બની શકીએ ફરજ-મરજનો આ દૃષ્ટિથી તાત્ત્વિક વિચાર પાચમા પ્રકરણમા કરવામા આવ્યો છે

આખા પુસ્તકને સહેજ હળવુ બનાવનાર પ્રકરણ છઠ્ઠે છે જૂની નવી શાળાનો તફાવત બતાવીને નવીન કેળવણીના વિચારોને ઉઠાવે રજુ કરવાનો તેમા પ્રયત્ન કરવામા આવ્યો છે કેળવણી લેતો વિદ્યાર્થી ભલે શાળાના એક ઓરડામા બેઠો હોય, પરતુ ત્યાયે એ વિદ્યાર્થી પોતાના ચારિત્ર જીવનનું ઘડતર ઘડી રહ્યો હોય છે એ ઘડતર ઘડવામા જેટલો શિક્ષકનો હિસ્સો છે તેટલો જ વર્ગના ઉપસ્કરનો, વર્ગની રચનાનો, શાળાના સ્થળનો-શાળાના હવા પાણી ને સ્થળનો પણ છે આવી નાની નાની સ્થૂળ તેમ જ સૂક્ષ્મ વિગતો પણ ભણનારના વિકાસને મદદ કરનારી વા હાનિ કરનારી નીવડે છે કેળવણીના નવીન તત્ત્વોનો ગભીરતાથી વિચાર કરતી વખતે આવી નાની નાની વિગતોને પણ વિસારવી નહિ જોઇએ એમ બતાવ-

વાનો અહીં હેતુ છે. આજના જીવનને વધારે વિશુદ્ધ અને વધારે ઉદાર બનાવવા માટે નાનામા નાની તેમ જ મોટામા મોટી બાબતોમા ધરમૂળથી ક્રાંતિ કરવી જોઇએ તેવો ખ્યાલ આ પ્રકરણ દ્વારા વાચકને મળશે.

નીતિના શિક્ષણથી તો માબાપો કે સમાજ તો શુ, પણ નની ગણાતી શાળાઓ પણ છૂટી નથી શકી નીતિશિક્ષણ માટે કેટલીયે યોજનાઓ ઘડાય છે, અને કેટલાયે પુસ્તકો લખાય છે હજુ તો ગઇ કાલે જ નીતિશિક્ષણ કેવી રીતે ને ક્યા પ્રકારનુ આપવુ તેના નિર્ણય માટે દુનિયાના એક ભાગમા મોટી પરિષદ ભરાઈ હતી આ બધુ હોવા છતા નવો શિક્ષક બરાબર સમજે છે કે નીતિનુ શિક્ષણ આજે તો કશુ જ કામમા આવવાનુ નથી આવતી કાલના સમાજે પોતા પૂરતા નીતિના ધોરણો પોતાને જ રચવાના છે આજના નીતિના ધોરણોનો આગ્રહ અને તેનો ઉપદેશ આવતી કાલની નીતિને શિથિલ કરશે જ, અને નવી નીતિના સર્જનકાર્યને રૂંધશે આવા ઉગ્ર વિચારનુ બીજ 'નીતિનુ શિક્ષણ' નામના પ્રકરણમાં મૂકવાનો પ્રયાસ કર્યો છે એ પ્રકરણના વાચનથી નીતિના ને નીતિશિક્ષણના રૂઢ ખ્યાલો

બદલાઇ જાય, તો કેળવણીમા એક ભારે મોટુ પરિવર્તન થયુ ગણી શકાય

આટલુ પ્રકરણ વાચનારને જરા ચોકાને એવુ છે તે પ્રકરણમા ધાર્મિક શિક્ષણની બાબતમા એક ધર્મચુસ્ત સસ્થાએ પૂછેલા સવાલોના જવાબો આપેલા છે ધર્મશિક્ષણનો પ્રશ્ન પણ નીતિશિક્ષણ જેટલો જ, બલ્કે તેથી પણ વધારે ઉગ્ર છે આજની શિક્ષણસસ્થાઓમા એ પ્રશ્ને ધાર્યા કરતા પણ વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે આનુ કારણ એ છે કે આજની શિક્ષણસસ્થાઓની પાછળ જે પૈસો ખરચાયો છે તે ધનાઢચોનો હોય છે આજના ધર્મો નવીન સસ્કરણ માગે છે તેમા તો બે મત છે જ નહિ ધર્માનુયાયીઓને પૂછો કે હડહડતા નાસ્તિકોને પૂછો, તો પણ ધર્મના સસ્કરણની બાબતમાં વિચારોનો મેળ કોઇ એક ઠેકાણે મળનો દેખાશે એક તરફથી ધર્મને સજીવન રાખવા માટે ચોક્કસ પ્રકારના ધર્મશિક્ષણની મોટી વિચારણાઓ ચકાય છે, ત્યારે બીજી તરફથી ખૂદ ધર્મના નામ સામે જ અસાધારણ સૂગ પેદા કરવાનો ધધો લઇ બેઠેલાઓનો એક વર્ગ ઉભો થયો છે આવી પરિસ્થિતિમા ખુદ ધર્મનો નવેસરથી વિચાર કરવો પડે છે, અને તેથી ધર્મ-

શિક્ષણનો વિચાર તો એથીયે ઊંડા ઉતરીને કરવો ઘટે છે ધર્મની વ્યાખ્યામાં આજે ધર્મનાં તત્ત્વોનો જ નહિ પરંતુ એના બાહ્યાચારોનો પણ સમાવેશ થાય છે. ધર્મશિક્ષણ તત્ત્વોના ઉપદેશો અને ક્રિયાકાંડોમા સમાઇ જાય છે. વાચનાર સમજે છે કે નવીન યુગ નવા ધર્મનું મંડાણ કરવા આસમાન જમીન એક કરી રહ્યો છે ધર્મની બાબતમા તો જૂના નવા યુગ વચ્ચે એટલુ મોટું અંતર પડી ગયુ છે કે એક યુગનો વિચાર બીજો યુગ ઝીલી શકે નહિ, તેમ જ સહન પણ કરી શકે નહિ નવા યુગને ધર્મની વ્યાખ્યા જ બદલી નાખવી છે નવા યુગને આજના ધર્મના બાહ્યાચારોને જડમૂળથી ઉખેડી નાખવા છે અને વાત સાચી પણ છે કે ધર્મની આસપાસ આજે એટલા બધા જાળાં બંધાઇ ગયા છે કે તેમા હવે માગ મતને અવકાશ જ રહેતો નથી. ધર્મનો અને ધર્મશિક્ષણનો આ દૃષ્ટિથી વિચાર કરીને ધર્મશિક્ષણની બાબતમાં નિષેધાત્મક તેમ જ વિધેયાત્મક એવા અગત્યના જણાયેલા વિચારોને આ પ્રકરણમા રજુ કરવામા આવ્યા છે. આશા તો એની રાખવામા આવી છે કે દરેક શિક્ષણકાર, દરેક માબાપ અને સમાજનો દરેક શહેરી આવા અતિ અગત્યના પ્રશ્ન ઉપર ઉદા-

રતા અને સહિષ્ણુતા ધારણ કરે સુધારક તેમ જ ક્રાંતિકારને જેટલી તત્ત્વોની ઉગ્રતાની જરૂર છે તેટલી જ શાંતિ ને વિચારસહિષ્ણુતાની જરૂર છે

નવમુ પ્રકરણ સ્ત્રીશિક્ષણ ઉપર થોડાએક મુદ્દાઓ રજુ કરે છે સ્ત્રીશિક્ષણની બાબતમા આજે વધારે ઉદાર દૃષ્ટિથી વિચાર થઇ રહ્યા હોય એવુ દેખાતુ નથી સ્ત્રીશિક્ષણના નિર્માતાઓ પુરુષો બની ગયા છ સ્ત્રીકેળવણીનો વિચાર કરતી વખતે સ્ત્રીને સ્ત્રીત્વમાથી બહાર ખેચી કાઢીને વિચાર કરવામા આવતો નથી સ્ત્રી પોતે સ્ત્રી હોવા છતા પુરુષની માફક એક મનુષ્ય પણ છે, અને સ્ત્રીકેળવણીનુ નિર્માણ આવા મનુષ્યત્વના ધોરણ ઉપર રચાવુ જોઇએ તેમ થવાને બદલે સકુચિત દૃષ્ટિથી પ્રેગ-ચનુ સ્ત્રીશિક્ષણ મર્યાદાઓની દીવાલમાથી બહાર નીકળી શકતુ જ નથી સ્ત્રીશિક્ષણનો ક્રમ નક્કી કરતા પહેલા મનુષ્યત્વની ઉદાર દૃષ્ટિનો વિચાર પહેલો કરવો ઘટે છે પુરુષોના શિક્ષણ પાછળ એ વિચાર હવે થવા લાગ્યો છે, સ્ત્રીશિક્ષણ પાછળ પણ એ વિચાર આવવાનો યુગ આજે બેસી ગયો છે એ યુગને બરાબર ઓળખી જનાર માણસ સ્ત્રીપુરુષના શિક્ષણ માટે જુદી જુદી સંસ્થાઓની હિમાયત પણ નહિ કરી શકે એટલા માટે જ

સહશિક્ષણની પણ એક ટૂંકી વિચારણા એ પ્રકરણને છેડે આપવામાં આવી છે.

છેલ્લા પ્રકરણમા નવીન કેળવણીનાં ચાર મુખ્ય તત્ત્વોનો વિચાર કરવામા આવ્યો છે. પહેલાં નવે પ્રકરણો વાચ્યા પછી એ બધાયનો નિચોડ ટૂંકમા આપવાનો જાણે કે પ્રયત્ન કરવામાં આવ્યો હોય તેમ તેમાં દેખાશે. નવી કેળવણીનો પ્રચાર કરનારને એ ચારે તત્ત્વોનો વિચાર કર્યા વિના ચાલે તેમ નથી.

આખુંયે પુસ્તક નવી કેળવણીના રસિયાં ભાઇબહેનોને વિચાર કરતાં કરવામા થોડી ઘણી પણ સહાય કરશે, તેમાં જ આ પુસ્તકની સફળતા ગણાશે.

૧૨, ૫, '૩૪ હરભાઇ.

કેળવણીની દુનિયામા એક યુગ શિક્ષકનો હતો એ યુગમા શિક્ષણના કેન્દ્રસ્થાને શિક્ષક બેસતો હતો કેળવણીશાસ્ત્ર, માનસશાસ્ત્ર, જીવનશાસ્ત્ર એ બધા શાસ્ત્રો કેવળ શિક્ષકમા જ કેન્દ્રભૂત થતા, અને શિક્ષકનુ મન્તવ્ય ને શિક્ષકનો સિદ્ધાન્ત તે શિક્ષણના પ્રદેશમા છેવટના ગણાતા ક્યા વિદ્યાર્થીને કયો વિષય શીખવવો તે વિદ્યાર્થીને કે માનસશાસ્ત્રને નક્કી કરવાપણુ નહોતુ શિક્ષકને યોગ્ય લાગે તેમા તે વિદ્યાર્થીને તૈયાર કરતો, અને બહુ બહુ તો સમાજ કે રાજ્ય શિક્ષક પાસેથી જે કઇ અપેક્ષા રાખે તે અપેક્ષાને અનુસરવા બધાતો આ શિક્ષકના યુગમા સમાજ કે રાજ્ય શિક્ષાગુરુને પસદ કરવામા ખૂબ કાળજી રાખતા ખરા, પરતુ પસદ કર્યા પછી શિક્ષણનો આખો પ્રદેશ કેવળ એ શિક્ષકના તરગ ઉપર જ છોડી દેવામા આવતો આ રીતે શિક્ષકના યુગમા શિક્ષકના વ્યક્તિત્વ સિવાય બીજા કશાને સ્થાન હતુ જ નહિ તેથી સમાજમા શિક્ષકની અનેક આવૃત્તિઓ બીબામાથી આવાદ ગોઠવાઇને બહાર પડતી, સમાજ સ્થિતિચુસ્ત બની રહેતો, ગુરુપરપરા ઉભી થતી અને શિક્ષાગુરુઓનુ કથન

છેવટનું પ્રમાણ મનાતું. આ યુગમાં વિભૂતિઓ ઓછી જન્મતી; પરંતુ જે કોઇ જન્મતી તે ગુરુશ્રદ્ધાના બળે ગુરુથી સવાઇ પણ બની જતી. આવા થોડાક અપવાદો બાદ કરીએ તો સામાન્ય સમાજ ઉપર આ શિક્ષકયુગની અસર આરોગ્યજનક ન ગણી શકાય.

: ૨ :

સમાજમાં સંસ્કારિતાનો વા વાવા લાગ્યો; નવાં નવાં વિજ્ઞાનો જન્મવા લાગ્યાં; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે સંબધો બંધાવા લાગ્યા અને આંતરરાષ્ટ્રીય તત્ત્વ જોરથી ફેલાવા માંડ્યું. આનું પરિણામ કેળવણીની દુનિયા ઉપર એ આવ્યું કે શિક્ષકયુગ ઉપર વિષયયુગે આક્રમણ કર્યું. આ વિષયયુગે શિક્ષણના કેન્દ્રમાંથી શિક્ષકનું સ્થાન ફેરવી નાખ્યું. શિક્ષક ઇચ્છે વા ન ઇચ્છે, શિક્ષક જાણે યા ન જાણે, તો પણ તેણે અમુક વિષયો વિદ્યાર્થીને શીખવવા જ જોઇએ. આ વિષયયુગે વિષયોની અગત્ય એટલી બધી વધારી મૂકી કે અમુક અમુક વિષયના અભ્યાસ વિના સમાજમાં પ્રવેશ કરવા માટે વિદ્યાર્થી યોગ્ય ન ગણાય. આ પ્રકારના વિષયબાહુલ્યે શિક્ષકના મનોરથોને નીચે પાડી દીધા, અને શીખવવાના વિષયની જાળમાં શિક્ષકને એટલો બધો તો ગૂંચવી દીધો કે શિક્ષક

મારફત પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ પાડવાનુ કે પોતાની જ પ્રતિકૃતિઓ ઉભી કરવાનું શિક્ષક ભૂલી ગયો શિક્ષણક્રમમા વિષયબાહુલ્યના પક્ષપાતીઓએ વિષયોના અભ્યાસનુ સ્થાન આગળી પણ વધારે જમાવવાના પ્રયત્નો કર્યા અમુક અમુક વિષયોનો અભ્યાસ વિદ્યાર્થી માટે સમાજપ્રવેશ સારૂ આવશ્યક છે, એટલુ જ નહિ પરતુ વિદ્યાર્થીની બુદ્ધિની ખીલવણીમા, તેના ચારિત્ર્યના ઘડતરમા અમુક વિષયો ચોક્કસ શક્તિ અને અધિકાર ભોગવે છે, તેનુ ભારપૂર્વક પ્રતિપાદન કરવામાં આવ્યુ આ

ફાયદો કર્યો ગણાય શિક્ષકયુગમા તો શિક્ષકનાં પોતાના વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્ય જળવાતા; પણ સમાજ પોતાનુ ધાર્યું શિક્ષક મારફત કરાવી શકતો, અને વિદ્યાર્થીને પણ શિક્ષકના સબળ વ્યક્તિત્વનો લાભ મળતો અલબત્ત તે યુગમા વિદ્યાર્થીની સ્વતંત્ર પ્રવૃત્તિઓને જોઇએ તેટલો અવકાશ નહિ મળતો હોવાથી, તેમ જ શિક્ષકના પ્રખર વ્યક્તિત્વ પાસે વિદ્યાર્થીના વ્યક્તિત્વના બીજ શોષાઇ જવાનો પૂરો સભવ હોવાથી સમાજમા સમર્થ અને પ્રતિભાવાન વ્યક્તિઓ આગળીને વેઢે ગણાય તેટલી જ હોય લાગતી તો પણ શિક્ષકમા વિદ્યાર્થીની શ્રદ્ધા અને વિદ્યાર્થીમા શિક્ષકનો પ્રેમ એ બે વસ્તુઓ આ શિક્ષકયુગમા જ્યા જ્યા સ્થાપિત થઈ જતી ત્યા ત્યાં ઘણા વિદ્યાર્થીઓને ગુરુશ્રદ્ધાનો અને પ્રેમનો અવશ્ય લાભ મળતો પરતુ આ વિષયયુગે તો તે પણ ઝૂટવી લીધાં વિષયબાહુલ્યના પ્રતાપે એક શિક્ષક અનેક વિષયોમા પ્રવીણતા મેળવે તે વાત અશક્ય થઈ પડી, અને જુદા જુદા વિષયોના જુદા જુદા નિષ્ણાતો ઉભા થયા આને લીધે એકથી વધારે વિષયોમા પ્રતિભાસપન્ન ગુરુની જે છાપ વિદ્યાર્થી ઉપર પડવી જોઇએ તે અશક્ય થઇ પડી. જ્યાં ગુરુની પ્રતિભા વિદ્યાર્થીને જોઇએ તેટલી આકર્ષક

ન હોય, જ્યા ગુરુની સાથેનો સહચાર બહુ જ અલ્પ કાળનો હોય, ત્યા ગુરુશિષ્ય વચ્ચે પ્રેમસંબધ બધાવો કઠિન હોય છે આથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે અતર પડવા માડયુ શિક્ષકો વિદ્યાર્થીને શીખવવાના વિષયો લાદવા માટે તૈયાર રાખેલા ભારવાહક પ્રાણીઓ માનવા લાગ્યા, અને વિદ્યાર્થીઓ શિક્ષકને પોતાને નહિ ઇચ્છવા જેવી કડક કડવી વસ્તુ આપનાર શત્રુ હોય તેવી રીતે દેખવા લાગ્યા આ વિષયયુગનું પરિણામ સૌથી વધારે ભયકર તો સ્વાતત્ર્યના પ્રદેશમા આવ્યુ વિષયબાહુલ્યના હાઉએ શિક્ષકને સપૂર્ણ પરતત્ર અને પરાધીન બનાવી દીધો, અને વિદ્યાર્થીને માટે તો સ્વતત્રતા જેવી ચીજ સ્વપ્નવત બનાવી દીધી વિષયબાહુલ્યના યુગમા એક જ વિષયમા નિષ્ણાત થઇને બેસી રહેવુ એ પોસાય તેવુ નહોતુ, એકથી વધારે વિષયમા થોડુ ઘણું જ્ઞાન સપાદન ન કરે તો શિક્ષકનો સમાજમાથી જ નહિ પરતુ વિદ્યાર્થીઆલમમાથી પણ કાકરો નીકળી જાય એને પોતાના શીખના વિષય ઉપરાત થોડા ઘણા બીજા વિષયો બીજા ખાતર તૈયાર કરી લેવાની જરૂર હોવાથી એની દશા ' સબ બદરકે વેપારી'ના જેવી થઇ પડી આવુ હોય ત્યા પ્રતિભા જાગે અથવા તો વ્યક્તિત્વની

છાપ પડે તેવું બહુ જ ઓછું અને પરિણામે શિક્ષક પોતાની પ્રતિષ્ઠા સાચવવાના વ્યવસાયમાં એટલો બધો ગૂંચવાઈ જવા લાગ્યો કે સ્વાતન્ત્ર્યને અને સ્વાધીનતાને ભૂલ્યો પ્રતિષ્ઠાના ભયે તેને સ્વાતન્ત્ર્યથી દૂર નસાડ્યો, અને આજીવિકાના ભૂતે તેને સ્વાધીનતાના પ્રદેશમાંથી નમાડી મૂક્યો આ વિષયયુગમાં વિદ્યાર્થીની દશા શિક્ષકથી પણ વધારે શોચનીય થઈ પડી એક તરફથી વધારે પડતા જ્ઞાનનો અભખરો, બીજી તરફથી સમાજનું દબાણ, ત્રીજી તરફથી જ્ઞાન વિજ્ઞાનની ખોટી મરખામણી અને ચોથી તરફથી કેળવણીની દૂષિત પદ્ધતિ એ બધાએ એકઠા મળીને વિદ્યાર્થીને ઘેરી લીધો, અને વિષયબાહુલ્યના પંજામાં તે એટલો બધો સપડાઈ ગયો કે ન તેને ભાન રહ્યું પોતાનામાં રહેલી અદ્ભુત શક્તિઓના ઝરાનું કે ન ભાન રહ્યું પોતાના શોખ અશોખનું શક્તિઓ વિકસો વા ન વિકસો શોખ પોષાઓ વા ન પોષાઓ, તેને તો ગમે તે કોઈ રીતે અનેકવિધ વિષયોનું જ્ઞાન સંપાદન કરવાનો ચટ લાગ્યો વિષયના શિક્ષણમાં પ્રવેશ કરનાર આવો અંધ વિદ્યાર્થી અને તેમાં પ્રવેશ કરાવનાર તથા દોરનાર પરતંત્ર અને પરાધીન શિક્ષક! આવી પરિસ્થિતિમાંથી વિદ્યાર્થીના સ્વાતન્ત્ર્યની કે સ્વાધીન-

તાની આશા ક્યાથી જ રાખી શકાય ? વિષયમાહુલ્યે આવા આવા તો અનેક અનર્થો શિક્ષણની દુનિયામા કરી મૂક્યા બુદ્ધિની પ્રવૃત્તિઓને જોઇએ તેના કરતા વધારે પડતુ સ્થાન આપીને એણે પ્રજાના શરીરને ઘસી નાખ્યુ અને હૃદય ઉપર જડ બુદ્ધિનુ સામ્રાજ્ય સ્થાપ્યુ પ્રજામાથી શરીર નાશ પામ્યુ, હૃદય સુકાઇ ગયુ અને આત્મા નીચોવાઈ ગયો. કેવળ રાક્ષસી બુદ્ધિ જ મોખરે આવીને ઉભી રહી પ્રજાની કેળવણીમા શરીર, મન અને આત્માનો સમન્વય થવો જોઇએ, પ્રજાની કેળવણીમા બુદ્ધિ અને હૃદયની સમતુલા સચવાવી જોઈએ એ તત્ત્વો અલોપ થઇ ગયા વિષયબાહુલ્યના અને તેમાયે બુદ્ધિના વિષયોની અતિશયતાના આ વિષયયુગમા પ્રજાના શરીરો પ્રજાની બુદ્ધિ પ્રજાનુ હૃદય અને પ્રજાનો આત્મા કેટકેટલા અનિષ્ટોને પામ્યા તેની ગણતરી કરવી બહુ મુશ્કેલ છે

૩

વિષયયુગ પછી તરત જ શિક્ષણની રંગભૂમિ ઉપર દાખલ થનાર તે વિધેયયુગ શિક્ષણયુગમા અનિષ્ટો ઘણા હોવા છતા કઇક ઇષ્ટ તત્ત્વો પણ દેખાતા વિષયયુગમા અધતા ન પ્રવેશી હોત તો જ્ઞાનવિજ્ઞાનનો માર્ગ વધારે મોકળો થાત પરંતુ

સદિન્ઝાથી શરૂ થયા છતાં આ વિધેયયુગમાં સૌથી વધારે ગોટાળો થવા પામ્યો છે શિક્ષણની દુનિયામા આજનો યુગ તે આ જાતનો વિધેયયુગ છે. શિક્ષકયુગના થોડાએક અવશેષો આ વિધેયયુગમા દેખાય છે; વિષયયુગનુ વિષયબાહુલ્ય હજી બિલકુલ નષ્ટ થયુ નથી, અને વિધેયોનુ પરિબળ વધતુ ચાલ્યુ છે આમ કોઈ પણ યુગના સાચા તત્ત્વોનો અભાવ, ખરાબ તત્ત્વોનો જાણેઅજાણે પણ સ્વીકાર, અને નવીન તત્ત્વોનુ અજ્ઞાન, તે આજનો વિધેયયુગ છે શિક્ષકમાથી પ્રતિભા અને વ્યક્તિત્વ ગયા છે પરતુ શિક્ષકપણાનો એનો મદ ઓછો નથી થયો; વિષયબાહુલ્યમા વિકલ્પોની વાતો ચાલી છે પરતુ વિષયની અતિશયતા ઓછી નથી થઈ, વિધેયના અધિકાર અને હક્કો સ્વીકારાવા લાગ્યા છે પરતુ ફરજો અને જવાબદારી નથી જગાડી શકાયા આમ વિધેયયુગની ચોક્કસ કલ્પના શિક્ષણની દુનિયામા હજી નથી બધાઈ પરિણામે મતાગ્રહી અને સ્થિતિચુસ્ત યુગો જે કઈ સાધી શકતા તે બધાવુ બધ થયુ છે, અને નવીન વસ્તુ સાધવાનો માર્ગ તો અદૃશ્ય જ પડ્યો છે

વિધેયયુગ શરૂ થયો તેની પાછળનુ તત્ત્વ, વિધેય એ એક સ્વતંત્ર વ્યક્તિત્વ છે એવી માન્યતા-

માથી ઉભુ થયેલુ છે વિધેયને સ્વાતંત્ર્ય આપો, વિધેયને પોતાના વ્યક્તિત્વના વિકાસનો અવકાશ આપો, વિધેયને તેના વલણો અને વિરોધો તપાસીને યોગ્ય પથે જવા દો, વિધેય ઉપર પરના વ્યક્તિત્વની છાપ ન પડવા દો, વિધેય ઉપર મતાગ્રહ ન કરો, વિધેયનો સ્વતંત્ર બુદ્ધિશક્તિ છે તેથી તેને પરપ્રત્યયનેયબુદ્ધિ ન બનાવો, વગેરે વગેરે વિધેયના વિકાસની કલ્પનાઓ આ વિધેયવાદની પાછળ રહેલી છે આ બધી કલ્પના એકંદર રીતે જોતા બહુ જ ભવ્ય અને આકર્ષક છે, છતાયે વિધેયના માનસને યથાર્થ ઉકેલી તેના માર્ગને સરલ કરવામા સપૂર્ણ અંશે સાધક ન નીવડે તેવી પણ છે બાળક જન્મે

શિક્ષકયુગના અવશેષ સમાન શિક્ષકમાં પ્રવેશ ન કર્યો. વિધેયયુગની નવી ભાવનાએ વિષયની શિક્ષણપદ્ધતિઓમાં પ્રવેશ કર્યો, પરંતુ વિષયમાહાત્મ્યનાં અભેદ્ય પડોને ન ભેદ્યા વિધેયયુગનાં નવાં સત્યોએ વિધેયમાં પોતાનામાં નિષેધોની ભાવના ઉભી કરી પરંતુ તેના વિધિઓથી તેને અસ્પૃષ્ટ રાખ્યો. આને લીધે શિક્ષક એનો એ રહ્યો, વિષયબાહુલ્ય એનુ એ રહ્યુ, અને વિધેય એક બાજુએથી નવીન બન્યો. આવી પરિસ્થિતિ જન્મવાથી શિક્ષકની ગભરામણ વધી, તેના કોયડાઓ વધારે અટપટા થયા, તેનો માર્ગ વધારે ઝાંખો થયો અને તેની કાર્યપદ્ધતિમા ગોટાળો પેદા થયો.

શિક્ષણના ક્ષેત્રમા સ્વાતન્ત્ર્યવાદે પ્રવેશ કર્યો અને એ વાદે વિધેયને આકર્ષ્યો નવીન કેળવણીનાં તત્ત્વોમા સ્વાતન્ત્ર્યવાદે અગ્રસ્થાન લીધુ. શિક્ષકનુ મન શિક્ષકયુગના ભૂતકાળના સ્મરણોમાથી સદતર મુક્ત નહોતુ થયુ ત્યા તો તેની વિચારસરણી ઉપર શિક્ષણમા ચારે તરફ વ્યાપવા માંડેલા આ સ્વાતંત્ર્યવાદે હુમલો કર્યો મનુષ્યની કેળવણીમાં કયા વિષયને અગ્ર અને કયા વિષયને ગૌણ સ્થાન હોવુ જોઈએ, કયા વિષયના અભ્યાસમા ઉંડા ઉતરવાની જરૂર છે અને કયા વિષયને ઉપર

ઉપરથી જોઇ લેવો જોઇએ, કયા વિષયની પાછળ વિદ્યેયની શક્તિનો ખર્ચ સફળ થવાનો છે અને કયા વિષયની પાછળ ખર્ચ નિષ્ફળ જવાનો છે, વગેરે વિચારણાઓએ શિક્ષણકારના વિચારમા સ્થાન ન મેળવ્યુ, અને વિષયબાહુલ્ય અભ્યાસક્રમમા એક મોટુ હાઉ થઇ પડ્યુ બાળકને તેના શરીરની તેમ જ મનની જુદી જુદી કક્ષાએ જુદા જુદા વાતાવરણની જરૂર રહે છે, અને તેવી જાતના વાતાવરણને રચવુ એ જેમ શિક્ષકનું કર્તવ્ય છે, તેમ જ તેને ઝીલવુ એ વિદ્યાર્થીનુ કર્તવ્ય પણ બનવુ જોઇએ, તે વિચાર ન તો શિક્ષકને સ્ફૂર્યો કે ન વિદ્યેયની પાસે ધરવામા આવ્યો વિદ્યેય-

પ્રકારની ખામીઓથી ભરપૂર ગણવામા આવે છે તેનુ કારણ વિધેય નથી જ વિધેયયુગની કલ્પના પાછળ શિક્ષણયુગને સસ્કારવાની ભવ્ય ભાવનાઓ રહેલી છે, વિષયબાહુલ્યયુગની શ્રમણાને ભાગવાનો આદર્શ રહેલો છે અને શિક્ષણના પ્રદેશમાથી વિધેયને જે રીતે બાતલ કરવામા આવતો હતો તે રીતને નાબૂદ કરી વિધેયના અમર આત્માને મુક્ત કરી વિધેયને શિક્ષણમા શ્રેષ્ઠ સ્થાને સ્થાપવાની શુદ્ધ બુદ્ધિ રહેલી છે પરતુ જે મહાન શિક્ષણકારોએ વિધેયયુગ સ્થાપનાની પાછળ આવી ભવ્ય કલ્પનાઓ બાધેલી તે મહાન આત્માઓ પોતાના છદમા કેવળ એકાકી જીવન ગાળનારા થઇ ગયા, અને વિધેયયુગને સફળ કરનાર સારીયે શિક્ષકઆલમને બહુ જ ઓછે અશે સ્પર્શી શકયા. પરિણામ એ આવ્યુ કે વિધેયયુગની કલ્પના સામાન્ય શિક્ષકથી ન ઝીલાઇ. પરિણામે જમાનાના જોરની સામે જૂનો શિક્ષક ન ટકી શકવાથી તેને આધીન થયો અને ઉપર ઉપરથી વિધેયયુગને સ્વીકાર્યો વિષયબાહુલ્યના અનિષ્ટોને શિક્ષક કે શિક્ષણના હાંકનારા ન સમજી શકયા અને વિષયબાહુલ્યને હાકવા જતા તેને વધારે હષ્ટપુષ્ટ બનાવ્યુ. નવા યુગનો પવન વિધેયને ન સ્પર્શે તેવુ તો બને જ નહિ. વિધેયના કાન ઉપર

નવીન સ્વાતંત્ર્યના સૂર અથડાયા, તેના હૃદયના તાર ઝણઝણી ઉઠ્યા, તેની બુદ્ધિએ બળવો કર્યો અને સ્વાયત્તશાસન માટે ઝંખનો આત્મા સળગી ઉઠ્યો. વિદ્યાર્થી સ્વાતંત્ર્યવાદમાં મસ્ત બન્યો. તેના સ્વાતંત્ર્યની આડે આવનાર હરકોઇ વ્યક્તિ તેની અને સ્વાતંત્ર્યની દ્રોહી છે એ વિચારે તેના મગજને ભમાવી મૂક્યું. અભ્યાસક્રમમાં અભ્યાસને માટે જરૂરી તેટલી મદદ આપનારનું શરણ તેની બુદ્ધિને અસર ન કરી શક્યુ, અને શાળામાં શિક્ષકની સામે બંડ જાગ્યું. શિક્ષણમા પેઠેલા આ સ્વાતંત્ર્યવાદે શાળામાથી સમાજમા પણ પગસંચાર કર્યો, અને જે જે સ્થળેથી વિદ્યાર્થી રોધાયેલો હતો તે તે સ્થળે તેણે પાડુ મારી રોધ તોડવાના પ્રયત્નો કર્યાં. પરિણામે શાળામા બંડ, ઘરમાં બંડ, પડોશમાં બંડ, સમાજમા બંડ અને સારાય પ્રજાજીવનમા બંડ અને બંડનો જ ધ્વનિ ગાજી રહ્યો! બરાબર આવે વખતે વિદ્યાર્થીને કેળવનાર શિક્ષકમાં એ વિદ્યાર્થીયુગની પાછળ રહેલી ભવ્ય કલ્પનાઓ જે આપણે ઉપર ગણાવી ગયા, તેની સમજણ-પૂર્વક હોવાની જરૂર હતી; શિક્ષકયુગના શિક્ષકના વ્યક્તિત્વને સંભાળવાની આવશ્યકતા હતી; સાથે સાથે જ આજ દિન લગી અવગણાયેલા વિદ્યાર્થીને ફરીથી એક

સબળ આત્મા તરીક સત્કારવાની જરૂરિયાત અને છતાં વિકાસ માટે ફાંફાં મારી રહેલા બાલઆત્માને યોગ્ય અને યથાર્થ સહાયની અપેક્ષા, તે બન્ને તત્ત્વોની ઝીણી સમજ હોવાની જરૂર હતી વિધેયયુગના વિધાયકોએ જેટલી ખતથી વિધેયયુગનો પ્રચાર આરંભ્યો તેટલી ખતથી તેની પાછળનાં તત્ત્વોનો જ્ઞાનપ્રચાર ન આરંભ્યો તેથી વિધેયયુગને ઝીલનાર શિક્ષક ખરો શિક્ષક ન બન્યો આવા શિક્ષકના અભાવે વિધેય તેની સન્મુખ પથરાઇ રહેલા નવીન તત્ત્વના સમર્થ ઝંઝાવાતમા ધમડાઇ ગયો અને પોતાનુ ભાન ભૂલ્યો. બહારના સમાજમા ઘણા કાળે મુક્ત થયેલા આ સમર્થ આત્માને રોકવાની કે યોગ્ય માર્ગે દોરવાની તાકાત ધરા-

રહેલ સ્વાતંત્ર્યનું ભવ્ય ને મનોહર તત્ત્વ પણ દૂણાવા લાગ્યું છે વિદ્યાર્થીયુગની પાછળની કલ્પનાને યોગ્ય રીતે ઝીલવા માટે વિદ્યાર્થીને કેળવનાર શિક્ષકમાં તેમ જ સમાજમાં એ સારી રીતે અને સાચી રીતે જો ઉભી કરવામાં નહિ આવે તો જતે દિવસે સ્વાતંત્ર્યની માફક વિદ્યાર્થીને દૂણવાનું પણ શરૂ થઈ ચૂકવાનું છે સદ્ભાગ્યે હજી બહુ સમય નથી વ્યતીત થયો હજી આજે તો સ્વાતંત્ર્યને જ દૂણવામાં આવે છે સ્વાતંત્ર્યની બાબતમાં ગમે કાળે મર્યાદાઓ બદલાતી હોય છે અને તેથી સ્વાતંત્ર્યની બાબતમાં યુગની પાછળ પડી જનાર સમાજ તેની નૂટતી જતી મર્યાદાને ન સહન કરી શકે તે સમજી શકાય તેવી વાત છે શિક્ષણના ક્ષેત્રમાં નવીન

વિધેયયુગમા શિક્ષકની દુનિયા અને વિધેયની દુનિયા વચ્ચે સ્વાતન્ત્ર્યની કલ્પના સબધમા આવુ અતર રહેલુ છે તેથી શિક્ષકો તરફથી સ્વાતન્ત્ર્યને દૂણવામા આવે અને વિધેય તરફથી તેને વધારે પડતુ સ્થાન આપવામા આવે તે તદ્દન સ્વાભાવિક છે પરિસ્થિતિ આવી છે તેથી સ્વાતન્ત્ર્ય ઉપર અને તેના અર્થ ઉપર આજે ઘા થતા દેખાય છે શિક્ષણની દુનિયામા શિક્ષકની અર્ધદગ્ધ સ્થિતિ અને વિષયોના નિર્ણયમા અધાધુધીના તત્ત્વો આપણે ઉપર જોઇ ગયા, તેની સાથે જ સ્વાતન્ત્ર્યની કલ્પનાનુ નવા અને જૂના સમાજ વચ્ચેનુ અતર ભળ્યુ તેથી સ્વાતન્ત્ર્યને અવગણવા જેવી સ્થિતિ ઉભી થઇ છે વિધેયયુગમા હવે જો એ યુગસ્થાપનાની પાછળનુ તત્ત્વ જલદી સમજી લેવામા નહિ આવે તો પરિસ્થિતિ એવી વિષમ થઇ જવાનો સભવ છે કે વિધેયયુગ માત્ર નામનો વિધેયયુગ રહેશે, અને વિધેયની શિક્ષ્યયુગના જેવી અથવા તો તેના પૂર્વ યુગના જેવી સ્થિતિ થઇ જવાની સ્વાતન્ત્ર્યને ઝીલવા જતા અજ્ઞાનને કારણે સ્વચ્છદ પેસી જાય તે વાત સાચી છે અને તેથી સ્વચ્છદ નિદવા જતા સ્વાતન્ત્ર્યને નિદાઇ જાય તે પણ મનુષ્યસ્વભાવ માટે સાહજિક છે પરતુ એથી વધારે જો ગાફેલ રહેવામા

આવે તો આવતી કાલે વિદ્યાર્થીને એટલે કે વિદ્યાર્થીના આત્માને પણ નિંદવાની પ્રથા શરૂ થઈ જવાની. શિક્ષક ગમે તે હો, અભ્યાસના વિષયો ગમે તેટલા હો, શિક્ષણની પદ્ધતિ ફાવે તેવી હો, શિક્ષણના મનોરથો તેને મનગમતા ભલે હો, સમાજની સ્થિતિ જોઈએ તેવી હો, પરંતુ શિક્ષણ લેનાર વિદ્યાર્થીનો આત્મા અમર અને નિષ્કલંક છે તે વાત શિક્ષણમાં વિસરાઈ જવી ન જોઈએ. વિદ્યાર્થીનો આત્મા ગર્ભાધાનના કાળથી અનેક જાતના સારાનરસા સંસ્કારોની અસર તળે સૂક્ષ્મ રીતે આવતો જાય છે અને તેના વિકાસમા માતા, પિતા, સમાજ વગેરેની સારી નરસી સબળ અસરો હોય છે, એ વાત લક્ષમા લીધા સિવાય વિદ્યાર્થીના આત્માને કલુષિત કે પાપી લેખવામાં આવે તે પરિસ્થિતિ સારીયે કેળવણીના ક્ષેત્ર માટે અસંત વિષમ ગણાય વિદ્યાર્થીયુગ હવે મંડાઈ ચૂક્યો છે ત્યારે બીજુ કશુ નહિ તો વિદ્યાર્થીના આત્માને બરાબર ઓળખી લેવાનુ એક જ કામ શિક્ષણકાર સભાળી લે, તો વિદ્યાર્થીયુગને ઓછો ધક્કો લાગવાનો. વિદ્યાર્થીની સર્વાંગી ઓળખ એ આ વિદ્યાર્થીયુગનો પ્રાણ છે.

: ૪ :

ત્રણે યુગની સામાન્ય અને વિશિષ્ટ સ્થિતિ

આપણે ટૂકામા જોઇ લીધી આજે વિધેયયુગ ચાલે છે તે યુગસર્જનની પાછળ જે તત્ત્વો રહેલા છે તેને શિક્ષક ઓળખી લે, સમાજ સમજી લે અને વિધેયની પાસે મૂકી દે, તો જ વિધેયયુગ સફળ થવાનો સભવ છે આને આપણે સમન્વય નહિ કહીએ પરતુ વિધેયયુગ એ બીજા બન્ને યુગો કરતા વધારે ઉચી કોટિનો યુગ છે, અને તેમા આગળના બન્ને યુગોના અનિષ્ટ તત્ત્વોને કાઢી નાખી સારા તત્ત્વો અપનાવવાની અને પોતાના નવીન તત્ત્વોમા ભેળવી દઇ એક નવીન યુગ પે। કરવાની તાકાત છે આ સત્ય શિક્ષકે સમજવુ જોઇશે, સમાજે ઓળખવુ જોઇશે અને વિધેયની કલ્પનામા ઉતારવુ જોઇશે આ સત્ય સમજાયા પછી શિક્ષક પોતાનુ વ્યક્તિત્વ સાચવવા છતા વિધેયના આત્માને અવગણશે નહિ અભ્યાસના જરૂરી એવા વિષયો રહેવા છતા બુદ્ધિમા ઉપરછલાપણુ આવશે નહિ અને વિધેયમા સ્વાતત્ર્યની ભૂખ લાગવા છતા સ્વચ્છદ પેસશે નહિ આ નવીન વિધેયયુગ શિક્ષકની આખ ઉઘાડશે, અભ્યાસક્રમમા જબ્બર ફેરફારો કરશે, અને વિધેયને સપૂર્ણ જવાબદાર બનાવશે આ વિધેયયુગ એટલે જ કેળવણીમા નવીન યુગ

આપણે માનીએ છીએ કે કેળવણીમાં આજે વિદ્યાર્થિયુગ બેઠો છે. આ માન્યતાની પાછળ ઘણાં સબળ કારણો છે. વિદ્યાર્થિયુગ બેસી ગયો છે એ વસ્તુને સત્ય સ્વીકારીએ છીએ તો વિદ્યાર્થી તરફની આપણી દષ્ટિમાં ઘણા મહત્ત્વના ફેરફારો થઇ જવા જોઇએ. આપણી દષ્ટિમાં આવા ફેરફારો જો ન થાય તો શરૂ થયેલા વિદ્યાર્થિયુગ તરફ આપણે બેવફા નીવડીએ. આવી ફેરફારની દષ્ટિના એ ત્રણ મહત્ત્વના મુદ્દાઓ અહીં રજુ કરું છું.

આજે વિદ્યાર્થી તરફ આપણી દષ્ટિ મોટેરાંની દષ્ટિ છે. વિદ્યાર્થી જે કંઇ કરે છે તે તરફ આપણે મોટેરાંની દષ્ટિથી જોઇએ છીએ; વિદ્યાર્થીની કંઇ પણ ભૂલ થઇ હોય તો એ ભૂલ તરફ આપણે આપણી કક્ષાએ ઉભા રહીને નજર કરીએ

આપણી આજની દૃષ્ટિ તે મોટેરાંની દૃષ્ટિ છે. વિદ્યાર્થીના તમામ વ્યવહારો તરફ આપણે તેના જેવડી ઉંમરની દૃષ્ટિથી અથવા તો તેના જેવડી બુદ્ધિની દૃષ્ટિથી જોઇ શકતા જ નથી. જે ભૂલ વિદ્યાર્થી કરે તે ભૂલ આપણે જો ન કરી શકીએ તો વિદ્યાર્થીએ પણ તે ન કરવી જોઇએ એમ આપણે માનીએ છીએ. વિદ્યાર્થી જે સિદ્ધિ મેળવી શકે તે સિદ્ધિ આપણે જો ઓછા સમયમા ને ઓછી શક્તિના વપરાશથી મેળવી શકતા હોઇએ, તો વિદ્યાર્થીએ પણ તેટલા ઓછા સમયમાં ને તેટલી જ ઓછી શક્તિના ખરચથી તે શક્તિ મેળવવી જોઇએ એમ આપણે માનીએ છીએ. આનુ નામ મોટેરાની દૃષ્ટિ વિદ્યાર્થી જે કંઇ કરે તેને આપણી ઉંમર અને આપણી શક્તિથી માપવા તેનો અર્થ મોટેરાની દૃષ્ટિ વિદ્યાર્થી સાથે કામ પાડતી વખતે તે આપણાથી ઉંમરમા નાનો, શક્તિમાં ઓછો અને અનુભવમા પરિમિત છે એ હકીકત આપણે ભૂલી જઇએ છીએ અને જાણે કે એની પાસે આપણા જેટલી જ શક્તિ હોય, આપણા જેટલો જ અનુભવ હોય એમ માનીને તેના દરેક કાર્યનું માપ કાઢવા આપણે બેસીએ છીએ.

વિદ્યાર્થિયુગને આપણે જો વફાદાર રહેવું

હોય જો કેળવણીના માર્ગને યથાર્થ રીતે પાર પાડવું હોય, તો આપણી આ મોટેરાની દષ્ટિને આપણે બદલાવવી જોઇશે વિદ્યાર્થી જે કંઇ કરે તે બધું વિદ્યાર્થી કરે છે એમ માનીને આપણે ચાલવું જોઇશે વિદ્યાર્થીની ભૂલો તે આપણી ભૂલો નથી, વિદ્યાર્થીની સિદ્ધિ તે આપણી સિદ્ધિ નથી, વિદ્યાર્થીની વિચારસરણી તે આપણી વિચારસરણી નથી, વિદ્યાર્થીની મનોદશા તે આપણી મનોદશા નથી વિદ્યાર્થીના અનુભવો તે આપણા અનુભવો નથી, ટૂંકમા વિદ્યાર્થીનું સર્વસ્વ તે આપણું સર્વસ્વ નથી પરંતુ ઉંમરમા નાના, બુદ્ધિના અલ્પ વિકાસવાળા, તરુણ મનના ઓછા અનુભવવાળા અને કલ્પનાના તરંગો ઉપર રમનારા તરુણ વિદ્યાર્થીઓનું સર્વસ્વ છે તેમ માનીને

મન, બુદ્ધિ અને હૃદય–બધાં દૃષ્ટિબિંદુઓથી વિદ્યાર્થીની કક્ષાએ આવીને થવા જોઇએ. આપણા વ્યવહારમાં આ દૃષ્ટિ પ્રવેશે તો જ આપણે આપણી મોટેરાંની દૃષ્ટિ દૂર કરી ગણાય.

ઉપર કહેલી મોટેરાંની દૃષ્ટિ ટાળીને વિદ્યાર્થીની દૃષ્ટિ ઉભી કરવા માટે આપણે અનેક જાતનાં સાધનોનો ઉપયોગ કરી શકીએ છીએ. આવાં સાધનોમાં વિદ્યાર્થિમાનસનો પરિચય, વિદ્યાર્થીનું યથાર્થ અવલોકન, કેળવણીશાસ્ત્રનો ઉંડો અભ્યાસ વગેરેને મહત્ત્વનાં ગણી શકાય. પરંતુ આ બધાયથી મહત્ત્વનું સાધન તે આપણી પોતાની વિદ્યાર્થી અવસ્થાની સ્મૃતિ છે. આપણે વિદ્યાર્થી હતા તે વખતે કઇ કઇ જાતની મનોદશામાથી પસાર થતા હતા તે, વિદ્યાર્થીઓ સાથેના વ્યવહારમાં આપણી નજર આગળ આપણે હુમહુ ખડુ કરી શકીએ તો આપણી સ્મૃતિ આપણને ઘણી ઉપકારક નીવડે. આપણો વિદ્યાર્થી જે કઇ કરે તેના ઉપર આપણા ન્યાયની તુલા મૂકતા પહેલાં આપણે તેના જેવડા હતા ત્યારે કેવી રીતે વ્યવહાર કરતા અથવા તો વ્યવહાર કર્યો હતો, તેની સ્મૃતિ આપણા મનઃચક્ષુ પાસે ખડી કરીએ તો જ વિદ્યાર્થીને આપણે સાચો ન્યાય આપી શકીએ. વિદ્યાર્થિજીવનના નિરંકુશ-

વર્તનો, વિદ્યાર્થિજીવનની આપણને સહ્ય ન હોય તેવી નાની નાની ભૂલો વિદ્યાર્થિજીવનના સાહસો વિદ્યાર્થિજીવનની અવગણનાઓ વિદ્યાર્થિજીવનનો ટીખળી સ્વભાવ એ બધું આપણે જોઈએ છીએ ત્યારે આપણા મનમાં આપણે ખીજાઈએ છીએ વિદ્યાર્થીએ આમ ન કરવું જોઈએ અને તેમ કરવું જોઈએ એવા વિધિનિષેધો આપણે રચીએ છીએ પરંતુ વિદ્યાર્થીની વર્તણૂક માટે આની

દ્વિષ્ણુ બનવા દેતી નથી. એવી સ્મૃતિ વિદ્યાર્થીને ખોટે રસ્તેથી બચાવી લેવાના સુયોગ્ય માર્ગનું આપણને દર્શન કરાવે છે. આપણી પાસે એ સ્મૃતિ હાજરાહજુર હોય તો વિદ્યાર્થીના સપ્તરંગી જીવનથી આપણે કદી ગભરાતા કે મૂંઝાતા નથી. વિદ્યાર્થી સાથેના એવા વ્યવહારમાં એવી સ્મૃતિ આપણને અંધકારમાંથી અજવાળામા દોરી જઇ શકે છે. આ રીતે વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિમા ઘણો મહત્ત્વનો ફેરફાર કરવા માટે આપણી પોતાની વિદ્યાર્થી અવસ્થાની સ્મૃતિ એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઘણુ મહત્ત્વનુ સાધન છે. આપણા જીવનમા આ સત્ય ઉગી જાય અને તેનો અમલ શરૂ થઇ જાય તો આપણુ કેળવણીનુ કાર્ય ઘણે અંશે સરળ અને સફળ બને

વિદ્યાર્થી તરફની આજની આપણી બીજી દૃષ્ટિ તે મતાગ્રહની દૃષ્ટિ છે આ દૃષ્ટિ પણ દૂષિત દૃષ્ટિ છે. આપણે મોટેરાઓએ અનેક વર્ષોના અનુભવ પછી આપણા ચોક્કસ મતો નક્કી કર્યાં હોય છે. આ મતોની પાછળ આપણું અનુભવબળ હોય છે તેમ જ બુદ્ધિબળ હોય છે. એ મતો નક્કી કરતા પહેલા આપણે અનેક પ્રકારના સારા-માઠા પ્રસગોમાથી પસાર થયા હોઇએ છીએ.

એ મતોને મતો તરીકે સ્વીકારતા પહેલા આપણે જીવનના અનેક ખાડા ટેકરાઓમાથી પસાર થયેલા હોઇએ છીએ જીવનના એના અટપટા માર્ગોએ અને ચિત્રવિચિત્ર અનુભવોએ ચોક્કસ વિચારસરણીને જન્મ આપ્યો હોય છે આ વિચારસરણીને વળગી રહેવુ એ આપણને આપણુ ધર્મકૃત્ય લાગે છે આ પ્રકારની ધર્મબુદ્ધિ આપણા જીવનમા અનેક પ્રકારના લાભો બક્ષે છે અહી સુધી બધુ ઠીક હોય છે પરતુ માનસશાસ્ત્રના અજ્ઞાનને પરિણામે આપણા એ મતો તરફ આપણો એક પ્રકારનો આગ્રહ બધાય છે, અને પછી એ આગ્રહ બીજાની સાથેના વ્યવહારમા દુરાગ્રહનુ સ્વરૂપ પકડે છે આ જાતના પોતાના મતોનો

મતાગ્રહનું નામ આપીશું.

આવો મતાગ્રહ આજે મનુષ્યજીવનનાં જુદાં જુદાં અનેક ક્ષેત્રોમાં આપણને નજરે પડે છે. સામાજિક જીવનમાં મતાગ્રહ, રાજપ્રકરણી જીવનમાં મતાગ્રહ, કૌટુંબિક જીવનમાં મતાગ્રહ, રાષ્ટ્રજીવનમાં મતાગ્રહ અને ખુદ ધાર્મિક જીવનમાં પણ મતાગ્રહ! આ પ્રકારનો મતાગ્રહ જે જે ઠેકાણે પ્રવેશે છે તે તે ઠેકાણે અનેક પ્રકારના અનર્થો પેદા કરે છે. આજે આપણે જ્યાં જ્યા પંથો જોઇએ છીએ ત્યાં ત્યાં તેવા પંથોના મૂળમાં હમેશાં આ પ્રકારનો મતાગ્રહ રહેલો હોય છે. આ પંથો અને તેવા પંથોમાં પેસી ગયેલો મતાગ્રહ જીવનનાં સૂક્ષ્મ અંગોમાં જેટલું વધારે બળ દાખવતો હોય તેટલું વધારે નુકસાન માનવ જીવનમાં થાય છે. નાનકડા કુટુંબના મતાગ્રહોના કરતાં ધાર્મિક મતાગ્રહો માણસને માટે વધારે ઝેરી ગણાય; અને આજે તો આપણી નજર સમક્ષ સૌથી વધારે જોર આવા ધાર્મિક મતાગ્રહોનું વધારે પ્રમાણમાં દેખાય છે. વિદ્યાર્થી તરફ તેના જીવનનાં જુદાં જુદાં પાસાંઓમાં આપણી મોટેરાંની આજે આવી મતાગ્રહી દૃષ્ટિ ખૂબ નુકસાન કરી રહી છે તેમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

મતાગ્રહી માણસની વિચારસરણી આવી હોય છે: "મને જે સારૂં લાગ્યું છે અને સારૂં લાગે છે, તે તને સારૂં લાગવું જોઇએ મારૂં જેનાથી ભલું થયું છે અને થાય છે, તેનાથી તારૂં ભલું થવું જ જોઇએ. મને જે સુંદર લાગ્યું છે અને લાગે છે, તે તને સુંદર લાગવું જ જોઇએ. મને જેનાથી લાભ થયો છે અને થાય છે, તેનાથી તને લાભ થવો જ જોઇએ. ટૂંકમાં મારા માટે જે પ્રેયસ્ છે તે તારા માટે પણ પ્રેયસ્ હોવું જોઇએ અને મારા માટે જે શ્રેયસ્ છે તે તારા માટે પણ શ્રેયસ્ હોવું જોઇએ." આ પ્રકારની વિચારસરણી આપણા સર્વ મોટેરામાં આજે દેખાય છે વિદ્યાર્થી તરફની આપણી દૃષ્ટિ પણ આ વિચારસરણીથી જ રંગાયેલી હોય છે આ દોષદૃષ્ટિને પરિણામે જ આપણે આપણા વિદ્યાર્થીને ઓળખતા નથી, આપણો વિદ્યાર્થી આપણને ઓળખતો નથી, અને એકબીજા વચ્ચે ગેરસમજણની પરંપરા સદૈવ ચાલ્યા જ કરે છે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે માબાપ અને પુત્ર વચ્ચે, મોટેરા અને નાનેરા વચ્ચે, જે પ્રકારનો દુમેળ સર્વત્ર આજે આપણી નજરે આવે છે તે દુમેળ આ મતાગ્રહી દૃષ્ટિને જ આભારી છે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે પ્રેમસંબંધ બંધાવાના

દાખલા બહુ જ ઓછા જોવામા આવે છે પિતા-પુત્રમા સુદર સબધ હૃદયથી મચવાયો બહુ જ ઓછા દાખનાઓમા જોવામા આવે છે આના કારણમા આ મતાગ્રહી દૃષ્ટિ ઘણે મોટે અંશે રહેલી છે

વિદ્યાર્થી તરફની આપણી આ મતાગ્રહી દૃષ્ટિને પણ આપણે બદલાવવી જોઇશે આપણે જો આપણી જાતને શિક્ષણકાર કહેવાનો દાવો કરતા હોઇએ તો આપણી આ દૃષ્ટિમા મૂળમાથી ફેરફાર થવો ઘટે છે આપણે શિક્ષણકારોએ આપણી પોતાની જ મતાગ્રહી દૃષ્ટિમા ફેરફાર કરીને બેસી રહેવાનુ નથી, પરતુ આખા સમાજમા વ્યાપ મોટેરાની દૃષ્ટિમા આ પ્રકારની ક્રાન્તિ કરવાનું કામ આપણે શિર આવી પડે છે જ્યા સુધી મોટેરાની આવી મતાગ્રહી દૃષ્ટિ બદલાશે નહિ ત્યા સુધી માણસ માણસ વચ્ચેના ભેખવાસભર્યા સબધો કદી પણ બંધાશે નહિ. જ્યા સુધી આવી મતાગ્રહી દૃષ્ટિ આપણા જીવનમાથી નાબૂદ થશે નહિ ત્યા સુધી સહકાર, સહનશીલતા કે પ્રેમ મનુષ્યજીવનમા ઉગવાના નથી નવીન માનસશાસ્ત્રની આજે પ્રમાણમા આવતી શોધો આપણને એમ પોકારીને કહે છે કે દુનિયા ઉપર પૂર્વગ્રહો

અને પ્રતિગ્રહો આપણને નજર આવે છે તે બધાયના કારણો પૈકી આ મતાગ્રહ એક મજબૂત કારણ છે મનુષ્યજીવનમાં ફરીથી શાંતિ સ્થાપિત કરવી હોય, માનવહૃદયમા સાચો ધર્મ જાગ્રત કરવો હોય, કેળવણીના તમામ પ્રયત્નોને મુક્તિ માટેના પ્રયત્નો બનાવવા હોય, તો આપણામાથી આ મતાગ્રહી દૃષ્ટિ નાબૂદ થવી જોઇશે મતાગ્રહ માણસમાં ઝેરવેર ઉભા કરી શકે છે; મતાગ્રહના પરિણામે એક માણસનો બીજા માણસ તરફનો અણગમો અને તિરસ્કાર તેના મત તરફના અણગમા અને તિરસ્કારમા ફેરવાઇ જાય છે. આમ થાય એટલે પછી દુનિયાના સત્ય ઉપર નિર્ભર થયેલા મતો પણ પોતાની અસર કરી શકતા નથી. નાસ્તિકતાનુ ઘણુ મોટુ પ્રમાણ એ આવા મતાગ્રહને આભારી હોય છે. મનુષ્યજીવનના સ્થૂળ અગોમાં આવા મતાગ્રહો દેખીતી રીતે જ અનિષ્ટ પરિણામો લાવે છે. આ હકીકતને પૂરવાર કરવા માટે આપણી આસપાસ બની રહેલા નિત્યના વ્યવહારો જ બસ થઇ શકે છે. સ્થૂળમાથી સૂક્ષ્મમાં જઇએ તેમ મનુષ્યના મતાગ્રહો વધારે ને વધારે તીવ્ર બનતા જાય છે, અને સામે પક્ષે મનુષ્યને નુકસાન પણ તેટલુ જ વધારે ગભીર થતું જાય

છે એટલા માટે જ મનુષ્યના જીવનના આધ્યાત્મિક અંગોમાં જરા જેટલો પણ મતાગ્રહ ન જોઈએ, તેમ માનસશાસ્ત્રના ઉંડા અન્વેષકો પોકારી પોકારીને કહે છે જ્યાં જ્યાં આધ્યાત્મિક ક્ષેત્રોમાં મતાગ્રહો પ્રવેશ્યા છે ત્યાં ત્યાં આત્માના અપરિમિત બળો સામે પણ શંકાઓ ઉઠાવવામાં આવી છે, અને જીવનને નુકશાન કરનારો નિરીશ્વરવાદ ઉભો થયો છે. ખુદ મનુષ્યજીવનની ઉત્ક્રાંતિ માટે આ મતાગ્રહને અનુષ્યે ત્યાગવો પડશે

અહીં એક શંકા થવાને કારણ છે. જે સત્યો અમુક એક માણસના જીવનમાંથી ફલિત થયા હોય, જે સત્યો તેના જીવનમાં વણાઈ ગયા હોય તે સત્યોને માણસ પોતાના મતો તરીકે શું જાહેર ન કરી શકે? શિક્ષણકારની પાસે પણ પોતાના અનુભવના અને પ્રયોગોના બળે અનેક પ્રકારના એવા મતો ઉભા થયા હોય છે કે જે શિક્ષણકારના જીવનને તેમ જ વિદ્યાર્થીના જીવનને પણ લાભપ્રદ હોય શિક્ષણકારના જીવનમાં આવા આના મતોનો આગ્રહ ચોક્કસ રીતે બંધાઈ ગયેલો હોય છે એ આગ્રહ તેના પોતાના જીવન પૂરતો લાભપ્રદ હોય છે પોતાના અનુભવોનું નવનીત વિદ્યાર્થી જો ઝીલી લે તો તેને ઓછા વખતમાં

અને શક્તિના ઓછા વ્યયથી તેનો લાભ જરૂર મળી જવાનો છે. આવી વિચારસરણીથી પ્રેરાઈ શિક્ષક પોતાના વિદ્યાર્થી પાસે પોતાના જીવનમાં પોતે જે મતોનો આગ્રહ ધરાવ્યો હોય છે તેવો આગ્રહ રજુ કરે છે. અહીં સુધી બરાબર ગણી શકાય. પરંતુ જે ઘડીએ માણસ મતના નિરૂપણથી આગળ જઇ મતનો આગ્રહ ધરાવવા લાગે, તે જ ઘડીએ એ આગ્રહને દુરાગ્રહની ખાઇમાં સરી પડવાનો ઘણો મોટો સંભવ ઉભો થાય છે માણસ પોતાનો મત બીજાની પાસે રજુ કરે તેમા કશું જ ખોટું નથી. પરંતુ સામો માણસ તે જ મતને સ્વીકારે ( પછી ભલેને તે મત એક નિર્વિવાદ સત્ય હોય. ) તેવો આગ્રહ રાખવાનું શરૂ કરે તો સાથે સાથે જ સામો માણસ પોતાના તે મતોના આગ્રહને વશ થાય એમ પણ જરૂર ઇચ્છવાનો સામાન્ય મનુષ્યના માનસનું બંધારણ જ એવું હોય છે કે પોતાના

ભળ્યુ સમજવુ. મતાગ્રહનુ આવુ ઝેર દિવસે દિવસે પછી એવુ તો વિષમ બને છે કે અરસપરમના જીવન ઝેરવા બનાવી મૂકે

વિદ્યાર્થી તરફની આવી મતાગ્રહી દૃષ્ટિ બદલી નાખવા માટે મોટેરાઓએ સ્વાનુભવના તત્ત્વને સ્વીકારવુ જોઈએ મનુષ્યની ઉત્ક્રાંતિના ઇતિહાસમા પરાનુભવથી સાક્ષાત્કાર થયો હોય એવા દાખલાઓ આપણને હાથ લાગતા નથી પરાનુભવ જીવનમાર્ગમા દીવાનુ કામ જરૂર કરી શકે છે, પરંતુ પરાનુભવથી માણસની જીવનનૌકા પાર ઉતરી શકે જ નહિ દરેક માણસ પોતપોતાનો વિકાસ પોતાના જ અનુભવ ઉપર સાધી શકે છે પોતાના અનુભવને પરિણામે જે માર્ગ તેને હાથ લાગ્યો હોય તે માર્ગ બીજાની પાસે તે જરૂર રજુ કરી શકે છે, પરતુ એ રજુઆતનો અર્થ એ માર્ગના સ્વીકારના મતાગ્રહમા ન પરિણમવો જોઇએ.

ભવથી વિદ્યાર્થી જ્યારે જ્યારે અમુક કામ કરવા માટે ઉત્સુક થાય છે ત્યારે ત્યારે આપણે મોટેરાંઓ અધીરાં બની જઈ આપણા અનુભવો તેની પાસે રજુ કરીએ છીએ; એટલું જ નહિ પરંતુ તે જ અનુભવ પ્રમાણે વર્તવાની સલાહ આપીએ છીએ. આવી સલાહ પાછળ આપણી દૃષ્ટિ તો એ હોય છે કે આપણે જે સારા માઠા અનુભવોમાંથી પસાર થયા તેને બદલે લક્ષ્યને વિદ્યાર્થી એક જ સપાટે પહોંચી વળે જુવાન વિદ્યાર્થીને આ કદી પણ રુચતું નથી. તે કદી ન રુચે તેવી રીતે માનતો હોય છે "કાર્યસિદ્ધિ સ્વાનુભવથી કરવી છે" મતાગ્રહી દૃષ્ટિ ફેંકી દેવા માટે આપણે આ પરાનુભવનો ત્યાગ અને સ્વાનુભવના સ્વીકારને વિદ્યાર્થી સાથેના આપણા વ્યવહારમાં સ્થાન આપવું જોઇએ.

વિદ્યાર્થીને સ્વાનુભવ ઉપર જવા દેવો એટલે તેને યોગ્ય સ્વાતંત્ર્ય આપવું. સ્વાતંત્ર્ય એ મતાગ્રહનો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે. મતાગ્રહી માણસ સ્વાતંત્ર્યને જીરવી શકતો નથી. વિદ્યાર્થી તરફની આપણી મતાગ્રહી દૃષ્ટિ ટાળવા માટે આપણે સ્વાતંત્ર્યને જીરવતાં શીખવું જોઇશે આપણે મોટેરાંઓ વિદ્યાર્થી પાસે આપણા મતો મૂકીએ; વિદ્યાર્થી તે સાંભળે, અને તેમ છતાં તે પ્રમાણે

વર્તવાનો જરાય આગ્રહ ન રાખે. આવે વખતે આપણે તટસ્થવૃત્તિ ધારણ કરીએ અને વિદ્યાર્થીને સ્વતંત્ર મૂકી દઇ સ્વાનુભવથી ડહાપણ મેળવવા જવા દઇએ. તટસ્થવૃત્તિનો અર્થ કોઈ પણ શિક્ષણકાર બેદરકારી જરૂર ન કરે. સ્વાનુભવ ઉપર પોતાનો માર્ગ કાપી રહેલો સ્વતંત્ર વિદ્યાર્થી કયે કયે ઠેકાણે પડેઆખડે છે, કયાં કયાં તેને સહાયની અપેક્ષા રહે છે, એ બધું સાચો શિક્ષણકાર જરૂર જોયા કરવાનો આપણે આપણા મતાગ્રહનો ત્યાગ કર્યો હોય છે, પરાનુભવના તત્ત્વને છોડયું હોય છે અને વિદ્યાર્થીને સ્વતંત્ર માર્ગે અનુભવ મેળવવા પ્રેર્યો હોય છે, તેથી આપણામા તેના તરફ સહાનુભૂતિ અને પ્રેમ જન્મે છે જે શિક્ષણકારમાં પોતાના વિદ્યાર્થી તરફ સહાનુભૂતિ અને પ્રેમ ન ઉદ્‌ભવતા હોય તેણે જરૂર સમજી લેવું કે તેનામાં મતાગ્રહનું ઝેર રગેરગે પ્રસરી રહેલું હોવું જોઇએ. પ્રેમ અને સહાનુભૂતિભર્યો શિક્ષણકાર વિદ્યાર્થીની ઝીણામાં ઝીણી હિલચાલને પોતાના દૃષ્ટિપથમાંથી ખસવા દેતો નથી. વિદ્યાર્થીનો આત્મા પણ પોતાના શુભેચ્છકને પોતે ન સમજી શકે તેવી રીતે ઓળખી લે છે, અને જ્યારે જ્યારે પણ પોતે ન વટાવી શકે તેવી મુશ્કેલીઓમાં આવી પડે છે,

જ્યારે ત્યારે પોતાના વડીલની પાસે માર્ગદર્શન માટે દોડે છે. સ્વાનુભવ ઉપર પોતાનું પ્રમાણ્ય આદરી રહેલા વિદ્યાર્થીને બરાબર આ જ વખતે પરાનુભવ ઉપકારક હોય છે ચતુર શિક્ષણકાર મતાગ્રહી ન હોય તો જરાયે ચીડાયા સિવાય વિદ્યાર્થીથી હરખાય છે, અને બેવડા ઉત્સાહથી તેને પ્રેરે છે. આપણા અનુભવે બતાવેલા માર્ગ ઉપર ચાલવાની ના કહેનાર વિદ્યાર્થી આમ ફરીથી જ્યારે સહાય માટે આપણી પાસે આવે છે, ત્યારે જરાય ચીડાયા સિવાય તેના માર્ગમા આપણે તેને સહાય કરી શકીએ તો સમજવુ કે આપણે મતાગ્રહી નથી. વિદ્યાર્થી માટે સ્વાતન્ત્ર્ય જીરવવું જેમ કઠણ છે, તેવી જ રીતે આપણા માટે તેને પોષવુ પણ કઠણ છે. એ જ સાચો સ્વતન્ત્ર છે કે જે બીજાના સ્વાતન્ત્ર્યને નભાવી શકે છે, તે જ સાચો મતાગ્રહ વગરનો છે કે જે બીજાના મતાગ્રહને પારખી લઇ તેમાંથી તેને બચાવી શકે છે આમ જે શિક્ષણકારને વિદ્યાર્થી તરફની મતાગ્રહી દૃષ્ટિ છોડવાના અભિલાષ હોય તેણે સ્વાનુભવ અને સ્વાતન્ત્ર્યના સિદ્ધાંતને પોતાની રગેરગમા પચાવી દેવા જોઇએ.

વિદ્યાર્થી તરફની આપણી આજની ત્રીજી દૃષ્ટિ તે ચોકીદારની દૃષ્ટિ છે. આ દૃષ્ટિ પણ ઉપર

ગણાવેલી બન્ને દૃષ્ટિઓના જેટલી જ વિકૃત છે. વિદ્યાર્થી સાથેના આપણા નાના મોટા તમામ વ્યવહારોમા તે ગુન્હેગાર છે તેવી દૃષ્ટિથી આપણે જોતા હોઇએ છીએ આપણી પાસે આવનાર વિદ્યાર્થી દરેક રીતે દોષિત છે તેમ આપણે માનતા હોઇએ છીએ આ કથન તાત્કાલિક અતિશયોક્તિ ભરેલુ લાગવાનો સભવ છે. પરતુ જરા નિરાતે વિચાર કરતા અને વિદ્યાર્થી સાથેના વર્તનને ઝીણ-વટથી તપાસતા માલૂમ પડશે કે આ કથન સર્વાશે સત્ય જ છે. વિદ્યાર્થી કોઇ શારીરિક ભૂલ કરે અથવા તો માનસિક ખોડ બતાવે ત્યારે આપણને જાણે તે જાણીજૂઝીને કરતો હોય એમ માનવાનુ મન થઇ જાય છે તેની કોઇ સ્થૂળ ભૂલચૂક માટે અથવા તો સૂક્ષ્મ ખોડખાપણ માટે વિદ્યાર્થી જવાબ-દાર નથી પરતુ કોઈ બીજી પરિસ્થિતિ જવાબ-દાર છે તેમ માનવા આપણે હજી સુધી તૈયાર નથી આને લીધે જેવી ગુન્હેગાર તરફ જેલરની દૃષ્ટિ હોય છે તેવી દૃષ્ટિ વિદ્યાર્થી તરફ આપણી બની ગયેલી રહે છે વિદ્યાર્થી સ્વભાવથી જ લુચ્ચો અને હરામખોર છે, તેમ માનવા આજે ભલભલા માણસો લલચાઇ જાય છે આના પૂરાવા તરીકે નિર્દોષભાવે પણ વિદ્યાર્થીએ એકાદ વખત ભૂલ કરી હોય તેને

ગણુ કરવામા આવે છે આપણે ભૂલી જઇએ છીએ કે વિદ્યાર્થી સ્વભાવે એટલો બધો નિષ્પાપ હોય છે કે અનેક વખતે તેના વર્તનમા તે નિષ્પાપપણુ પ્રતિબિબિત થયેલુ હોય છે પ્રશ્ન માત્ર એટલો જ છે કે આ પ્રતિબિબ આપણી વિકૃત દૃષ્ટિને લીધે આપણે જોઇ શકતા નથી વિદ્યાર્થીએ પોતાના સહજ સ્વભાવાનુસાર જે જે કઇ કર્યું હોય છે તે તે આપણી નજરમાથી સરી પડે છે, અને વિકૃત પરિસ્થિતિ તથા સડેલા સજોગોના પરિણામે આપણને જે ખરાબ દેખાય તેવુ કર્યું હોય છે તે તુરત જ આપણી નજરે ચડે છે આનુ કારણ પણ આપણી ચોકીદારની દૃષ્ટિ છે જેમ કોઇ પણ સિપાહી કે જેલર કોઇ માણસના સારા કૃત્યોને જોઇ શકતો જ નથી, તેમ આપણે પણ વિદ્યાર્થીના

વખત તો બીજાના ગુન્હાઓનુ મિથ્યા આરોપણ આ ગુન્હેગારમા કરે છે આપણા વિદ્યાર્થીઓ તરફ આજે આપણી કઇક અશે આના પ્રકારની દૃષ્ટિ છે એમ કહેતા મને સકોચ નથી થતો આપણા પોતાના જીવન ઉપર સૂક્ષ્મ પ્રકાશ નાખી જોતા શીખીએ તો આ વસ્તુ આપણને તુરત જ માલૂમ પડે તેવી છે આપણી આ વિકૃત દૃષ્ટિના એક સબળ પુરાવા તરીકે વિદ્યાર્થીની દશાને પણ આપણે ગણાવી શકીએ નાનકડી એવી પણ ભૂલ કરેના વિદ્યાર્થીને જ્યારે જ્યારે આપણી સમક્ષ ઉભા રહેવાનુ બની આવે છે ત્યારે ત્યારે જાણે કે તે એક મોટો ગુન્હેગાર હોય એવી મિસાને ઉભો રહે છે આપણી સાથેની તેની વાતચીત પણ છટકી જવા માગતા કોઇ એક રૂઢ ગુન્હેગારના જેવુ સ્વરૂપ પકડે છે ચોકીદાર સમક્ષ ગુન્હેગાર આવુ સ્વરૂપ પકડે તેમા શી નવાઈ ? આપણી આ ચોકીદારની દૃષ્ટિ વિદ્યાર્થીમા અનેક પ્રકારના અનિષ્ટો પેદા કરે છે

વિદ્યાર્થી તરફની આપણી આ ચોકીદારની દૃષ્ટિને પણ આજે હવે આપણે બદલાવવી જોઇશે વિદ્યાર્થી ગુન્હો કરે તે વાત સાચી, આવો ગુન્હો શારીરિક તેમ જ માનસિક બન્ને પ્રકારનો હોય છે

તે વાત પણ સાચી; આવો ગુન્હો ઘણી વખત તો જેને આપણે નૈતિક ગુન્હો કહીએ છીએ તેવો હોય છે તે વાત પણ સાચી છતા એ ગુન્હો કરનાર ગુન્હેગાર નથી એ વાત પણ તેના જેટલી જ સાચી છે હમેશાં આપણે તેને જ ગુન્હો કહીએ છીએ કે જેની પાછળ પોતાને અથવા પારકાને નુકસાન કરવાનો ચોક્કસ ઇરાદો રહેલો હોય છે વિદ્યાર્થીના વર્તન તરફ આપણે નજર કરીએ તો આપણુને દેખાશે કે તેના ગુન્હાહીત ગણાતા વર્તનમા બહુ જ ઓછે અશે ગુન્હો કરવાનો ઇરાદો રહેલો હોય છે સુલભ એવા આવેશને લીધે અથવા તો કોઇ પણ પ્રકારની ઉશ્કેરણીને લીધે અથવા તો અમુક વસ્તુના અજ્ઞાનને લીધે વિદ્યાર્થી અમુક પ્રકારનુ વર્તન કરી નાખે છે આવા વર્તનને ખરી રીતે તો જુવાનીમા સહજ બનતુ નિર્દોષ વર્તન ગણવુ જોઇએ એવા વર્તનને સમાજની સાથે જ્યા જ્યા દુમેળ હોય ત્યા ત્યા તે દુમેળ કાઢી નાખવા માટે આજે આપણે ચોકીદારની દૃષ્ટિ વાપરીએ છીએ આ દૃષ્ટિને પણ આપણે સાચવી જોઇએ વિદ્યાર્થી સ્વભાવે દુષ્ટ નથી, વિદ્યાર્થીનો આત્મા સ્વભાવથી અવનતિશીલ નથી, પરતુ એ બધા ગણાતા દોષો કોઇ બીજા કારણોનાં પરિણામો હોય છે

વિદ્યાર્થી તરફની આ ચોકીદારની દૃષ્ટિ ફેરવી નાખવા માટેનું ઉત્તમમાં ઉત્તમ સાધન વિદ્યાર્થી ઉપરનો આપણો વિશ્વાસ છે. વિદ્યાર્થી જે કાંઈ કરે તે ગુન્હો કરવાના ઇરાદાથી કરતો નથી, પરંતુ એક યા બીજા કારણે ગુન્હો ગણી શકાય તેવું વર્તન તેનાથી થઈ જાય છે. એક વાર વિદ્યાર્થી ગુન્હેગાર નથી એવી આપણી દૃષ્ટિ થઈ તો પછી

ઓછું કરી નાખે છે વિદ્યાર્થીને પણ આપણામા વિશ્વાસ હોય છે તેથી કશુ પણ ઢાકવાને બદલે પોતાના દોષને સહૃદન નગ્ન સ્વરૂપમા તે આપણી પાસે રજુ કરે છે એક વિશ્વાસ તેમા ભળે સત્ય અને સાથે જ સદ્દિષ્ણુ દૃષ્ટિ પરિણામ વિદ્યાર્થી-શિક્ષકને જરૂર લાભદાયી આવવાનુ શિક્ષક પોતાના પ્રેમથી વિદ્યાર્થીને જીતી શકે છે શિક્ષક દેષનિવા રણ માટે કડક નિયમોનો આશરો લ્વાને બદલે પોતના પ્રેમના અધિકારનો આશરો લે છે કડ નિયમ જ્ઞાનની જડતા આપે છે જ્યારે પ્રેમાધિ ાર-સસ જ્ઞાનનો દીપ પ્રગટાવે છે વિદ્યાર્થીમા એવુ ગ્સ જ્ઞાન જાગે એટલે પછી પોતે જ પોતાનો દ્રષ્ટા બને છે, પોતાના દોષોને એક કડક નિયમન કારની દૃષ્ટિથી તે જોતાં શીખે છે તેના નિવારણ માટે પોતાથી બનતા બધા પ્રયત્નો તે કરી છૂટે છે, અને છતા સફળતા ન મળે તો પોતાના અખડ વિશ્વાસના સ્થાન ગણુતા શિક્ષકના પ્રેમની હૂફ મેળવવા તે દોડે છે

આપણુ મેોટેરાઓમા ચોકીદારીની દૃષ્ટિ બદલે આવી વિશ્વાસની અને પ્રેમાળ દૃષ્ટિ પ્રગટે તો વિદ્યાર્થીઓના ગુન્હાઓ ખૂબ ઓછા થઈ જવાના છે ચોકીદારી ગુન્હાઓને વધારે જાય છે,

ત્યારે પ્રેમ અને વિશ્વાસ ગુન્હાઓને નાબૂદ કરે છે.

આજે આપણામાં ઉપર ગણાવેલી ત્રણ વિકૃત દૃષ્ટિઓ પ્રાધાન્ય ભોગવે છે. એ ત્રણે દૃષ્ટિઓને નાબૂદ કરી તેને સ્થાને સ્વચ્છ અને નિર્મળ દૃષ્ટિઓ જ્યાં સુધી દાખલ નહિ થાય ત્યાં સુધી આપણા શિક્ષણના કોયડાઓ વધારે ને વધારે અટપટા બનતા જવાના છે. શિક્ષણશાસ્ત્રમાં ઓતપ્રોત થઇ જતું માનસશાસ્ત્ર આ હકીકતમાં પોકારી પોકારીને આપણું લક્ષ ખેંચ્યા કરે છે આપણે હવે જરૂર જાગીએ.

•❀

કેળવણીના નાના મોટા અનેકવિધ ઉદ્દેશોમાં વિદ્યાર્થીને પોતાની મેળે વિચાર કરતો બનાવવો તે પણ એક ઉદ્દેશ છે. વિદ્યાર્થી પોતાની શરીરની સ્થૂળ જરૂરિયાતોમાં સ્વાશ્રયી બને એવું આપણે ઇચ્છીએ છીએ, તેવી જ રીતે તેના મનની સૂક્ષ્મ જરૂરિયાતોમાં પણ તે સ્વાશ્રયી જ બને એટલે કે પોતે જ એક સુંદર વિચારક બને તેમ પણ આપણે ઇચ્છીએ છીએ. આ ઉદ્દેશથી પ્રેરાઇને આજની શાળામાં ઘણીયે એવી યોજનાઓ કરવામાં આવી છે કે જેને પરિણામે વિચાર કરવાની

વિદ્યાર્થી પોતાની વિચારમાળામા ગૂથે એ ઇતિહાસશિક્ષણનું પરમ ધ્યેય હોવુ જોઇએ. વધતા ઓછા કે નફા તોટાના જડમાનોડ દાખલા ગણાવી રહેલા કોઇ ગણિતશિક્ષકને તેની એવી મહેનતનું કારણ પૂછો તો તે તુરત જ બોલી ઉઠશે કે ' ભાઇ, ગણિતને જીવનવ્યવહારમા સ્થાન છે એ તો સૌ કોઇ સમજી શકે તેવી વાત છે પરંતુ જીવનની ગભીરતાનો સુસબદ્ધ વિચાર કરવા માટે કે એકધ્યાન, મનમા ઉડા ઉતરી જવાની તાકાત, અદમ્ય મુશ્કેલીઓને પણ હઠાવવાની હિમત વગેરે જે જે શક્તિઓની આવશ્યકતા છે તે શુદ્ધ ગણિતશાસ્ત્રમાથી આપડી શકે છે નિર્મળ તર્કશક્તિ એ ગણિતના અભ્યાસનો અનેરો ફાલ છે " અર્વાચીન કે પ્રાચીન વાઙ્મયના કોઇ તરગી શિક્ષકને પૂછો કે શા માટે તે વિદ્યાર્થીઓને અગમ્ય કલ્પનાઓમા વિહાર કરવા લઇ જાય છે અથવા તો અશક્ય આદર્શો શીખવે છે? તો હમતે ચહેરે મુગ્ધ થઇ જઇએ તેવી ભાષામા જવાબ મળશે કે ' વાઙ્મયની અણમોલી ખાણમાથી બેનમૂન વિચારરત્નોનો માનેક વિદ્યાર્થી થઈ શકે છે આવા વિચારો જ તેના જીવનના ઘડતરમા અદૃષ્ટ છતા અમૂલ્ય પાઠ ભજવે છે, અને તે વિનાનુ શિક્ષણ તે શિક્ષણ જ નથી "

શિક્ષણની અદ્યતન પદ્ધતિથી વિદ્યાર્થીને શીખવવાનો મહા પ્રયાસ કરી રહેલા કોઈ ઉત્તમ શિક્ષકને પૂછશો કે ભાઈ, શિક્ષણના કામમાં વળી આવી બધી માથાકૂટોનું શું કામ છે? ગુરુશિષ્ય સામસામા બેઠ્યા, શિષ્યની શ્રદ્ધા ચોટી અને પછી ગુરુને ઠીક લાગે તેમ ભણાવી દીધુ, એટલે શિક્ષકનું કાર્ય પૂરું થયું! તો તમારા ઉપર સહેજ દયા ખાઇને તે કહેશે કે "ભાઇ, શિક્ષણનું કાર્ય કોઇ પણ રીતે થઈ શકે છે અને તેમાં કોઇ વિશિષ્ટ પદ્ધતિની જરૂર નથી એ તમારું કહેવું વ્યાજબી છે. પરંતુ એ શિક્ષણથી વિદ્યાર્થી સાચેસાચો કેળવાય છે કે નહિ તે જોવાનું બાકી રહે ખરું! જીવન જીવવામાં જે શાસ્ત્રીયતાની

ખાસ શિક્ષણપદ્ધતિનુ શુ પ્રયોજન છે તે સબધે તેને પૂછશો તો તુરત જ ઉચ્ચ મનોરથો, સુસબદ્ધ વિચાર કરવાની તાકાત, બેનમૂન વિચારરત્નોની માલેકી, શુદ્ધ અને શાસ્ત્રીય જીવન, વગેરે અસત મહત્ત્વના પરિણામો માટેના દરેકના પ્રયાસો છે તેમ તમને જાણવા મળશે

હવે આવા પરિણામો જો આપણે શિક્ષણ માથી ઉપજાવવા હોય, એટલે કે વિચારોની કેળવણી ઉભી કરવી હોય, તો આજના શિક્ષણક્રમમા આપણે શુ કરવુ જોઇએ ? શિક્ષણનુ કાર્ય આજે જે રીતે ચાલે છે તે આવા વિચારોની કેળવણી માટે બરાબર છે કે તેમા કઇ વિચાર કરીને ફેરફાર કરવા જરૂ ઉભી રહે છે, તેનો આપણે થોડોએક વિચાર કરશુ

શાળામા શીખવાતા વિષયો તેમ જ અનેકવિધ શિક્ષણપદ્ધતિઓ સબધે કશો પણ વિગતવાર વિચાર કર્યા વિના, અત્યારે સામાન્ય રીતે આપણા શિક્ષણકાર્યની પાછળ કઇ વિચારસરણી રહેવાની આવશ્યકતા છે તે સબધે જ વિચાર કરશુ તે વિચાર જોઇ લીધા પછી તો અભ્યાસ માટે હરકોઇ વિષય હયો કે શીખવવા માટે હરકોઇ શિક્ષણપદ્ધતિ હયો, બન્નેમા હવે પછી જોઇશુ તે વિચારના તત્ત્વો

જો દાખલ કરવામાં આવે અને અમલમાં મૂકવામાં આવે, તો વિચારોની કેળવણી માટેના આપણા પ્રયાસો કંઇક ફળીભૂત થઈ શકે તેમ લાગે છે.

### સ્વાનુભવ

વિદ્યાર્થીના અભ્યાસની શરૂઆત સ્વાનુભવથી થવી જોઈએ. શાળાની અંદર જે જે વિષયો તેને શીખવાના હોય તે બધા વિષયોની અંદર પોતે પોતાની મેળે ઝંપલાવે અને અનુભવથી જ અભ્યાસનું નવનીત શોધી કાઢે તો જ વિદ્યાર્થીને વિચાર કરવાની પ્રેરણા આપણે આપી એમ કહી શકાય. આજે ચલાવવામાં આવતાં પાઠ્યપુસ્તકોમાં તેમ જ શિક્ષણપદ્ધતિઓમાં ક્યાંયે સ્વાનુભવને અવકાશ હોય તેમ દેખાતું નથી. આજનો વિદ્યાર્થી મોટે ભાગે પરાનુભવ ઉપર જીવતો હોય છે; અને તેથી સ્વતંત્ર વિચારોનું મૂળ જે મોટે ભાગે સ્વાનુભવ હોય છે, તે વિકસવાને બદલે રૂંધામ પામે છે. કોઈ પણ શાળામાં જઈને જુઓ તો છેક બાળપણથી જ વિદ્યાર્થીને શિક્ષકના અનુભવોનો ખોરાક ગળે જ ઉતારવાનો હોય છે; વિદ્યાર્થીને પોતાને અનુભવ કરવા માટે કશું જ ક્ષેત્ર તેને આપવામાં આવતું હોતું નથી.

પણ ત્યારે આ અનુભવ અપાવવો શી રીતે;

એ પ્રશ્ન પણ આપણુને મદ્દેજે થાય તેવો છે તેનો પણ વિચાર કરી લઇએ

કોઇ પણ બાબતના અનુભવ માટે આપણે વિદ્યાર્થી પાસે બે સાધનો રજુ કરી શકીએ

### કોયડો અને અવલોકન

અનુભવ મેળવવા માટે વિદ્યાર્થીને સામાન્યત બે પ્રકારની પરિસ્થિતિ ઉપર આધાર રાખવાનો હોય છે, એક શાળાની અદરની અને બીજી શાળા બહારની શાળાની અદર વિદ્યાર્થી પાસે અભ્યાસનુ જે વસ્તુ મૂકવામા આવે તે કોયડાના રૂપમા હોય તો જ વિદ્યાર્થીને તેમાથી અનુભવ કરવા જેવુ કઈક મળી શકે વર્ગની અદરનો ગમે તે વિષય વિદ્યાર્થીને શીખવવો હોય પણ તે વિષયનો ઉકેલ તેને શિક્ષક પાસેથી સીધી રીતે મળા રહે તેના કરતા તે પોતે જ પોતાના પ્રયત્નો વડે મેળવી લે તેવી જાતના કોયડાઓ તેની પાસે મૂકાવા જોઇએ ભાષા લ્યો કે ગણિત લ્યો કે ઇતિહાસ લ્યો, બધામા વિદ્યાર્થીને સીધી રીતે અને તાત્કાલિક શીખવી દેવાના મોહમા પડવાને બદલે શિક્ષક જો જરાક ધીરજ રાખે અને વિદ્યાર્થીના માર્ગમા થોડાએક રસિક કોયડાઓ ઉભા કરી દે અને દૂર ઉભો ઉભો જોયા કરે, તો વિદ્યાર્થી પોતે

આ કોયડાઓ કેવી રીતે ઉકેલે છે, તે ઉકેલવા માટે તેને કેટકેટલા પ્રયત્નોમાથી પસાર થવુ પડે છે, અને તેવા પ્રયત્નો પાછળ તેની વિચારસરણી કેટલી વિકસતી જાય છે તેમ જ વધારે ને વધારે શુદ્ધ થતી જાય છે, તે બધુ જોઈને શિક્ષકના મનમા જરૂર આનંદ અને સતોષ વ્યાપી રહેવાના આવા કોયડાઓ ઉભા કરવા તે બહુ વિકટ કાર્ય નથી જ શિક્ષક શીખવવાની ઉતાવળમા કે મોહમા ન પડે, વિદ્યાર્થીની શક્તિમા વિશ્વાસ રાખે, પોતે વિદ્યાર્થીનો કેવળ સલાહકાર મિત્ર છે તેમ માનીને કામ કરે, તો પોતાના વિષય પૂરતા આવા કોયડાઓ કેવી રીતે શોધવા અને વિદ્યાર્થી પાસે રજુ કરવા તે કામ તેને માટે બહુ અઘરૂ નહિ જ રહે

માટે ઉપજાવી કાઢેલા અથવા તો ખુદ આપણા જ જીવનવ્યવહારમા આપણને દેખાતા પ્રશ્નોને આપણે વિદ્યાર્થીના પ્રશ્નો ગણી લેવાની ભૂલ કરી બેસીએ છીએ વિદ્યાર્થીઓ પાસે વિદ્યાર્થીઓના જ પ્રશ્નો ન આવે તો તેમને તેમા રસ અને ઉત્સાહ નથી રહેતા, અને તેવા ઉભા કરેલા કોયડાઓ માથી તેમને કશો જ અનુભવ મળી શકતો નથી વિદ્યાર્થિજીવનના સાચા કોયડાઓ આપણે તેમની પાસે રજુ કરી શકીએ તે માટે આપણને તેનો પૂરેપૂરો અભ્યાસ હોવાની જરૂર છે વિદ્યાર્થીની ઉંમર, તે ઉમર તેની ખીલેલી અને ખીલવી જોઇતી બુદ્ધિ, તેની અદર રહેલી શક્તિઓ, તેની ગ્રહણધારણ કરવાની તાકાત આ અને આવી ઘણી ઘણી બાબતોનો આપણને અભ્યાસ હોવો જોઇએ. આવા અભ્યાસના પરિણામે વિદ્યાર્થી આપણી પાસે તેના નગ્ન સ્વરૂપમા ઉભો હોય છે અને તેથી તેના જીવનને સ્પર્શે તેવા—તેને વિચાર કરતો કરી મૂકે તેવા કોયડાઓ આપણે ઉભા કરી શકીએ છીએ બીજી વાત આપણે એ પણ લક્ષમાં રાખવી ઘટે છે કે તેના માટેના તેવા કોયડાઓ માટે આપણે તેની કક્ષાએ આવી ઉભા રહેવાની પણ જરૂર રહે છે આવા કોયડાઓ જેમ

આંતર દૃષ્ટિથી વિદ્યાર્થિજીવનના પોતાના કોયડાઓ હોય છે તેમ તેના બહારના રૂપરંગ, પોશાક વગેરે પણ તેના તે કાળના જીવનને બંધબેસતાં થઈ શકે તેવા જ હોવા જોઈએ આ રીતે બહાર અને અંદરથી એકરાગ પામેલા અને એકરૂપ થયેલા કોયડાઓ વિદ્યાર્થી પાસે તેના કોઈ પણ વિષયના અભ્યાસ દરમિયાન જો રજુ કરવામા આવે તો તેમાથી તે સ્વાનુભવનો સ્વાદ લેવાનો છે, અને તેવા સ્વાનુભવ દ્વારા તે શુદ્ધ વિચાર કરવાને પથે પળવાનો છે

સ્વાનુભવ માટે શાળા બહારનુ ઉત્તમ સાધન તે અવલોકન છે. આજની શાળામા ભણતા વિદ્યાર્થીને ચોપડીઓના અક્ષરો વાચવા સિવાય પોતાની આખનો બીજો કશો ઉપયોગ હોઈ શકે કે કેમ તેની જ ખબર નથી હોતી, તેમ કહીએ તો ખોટું નથી શાળાની બહાર પથરાયેલી વિશાળ કુદરત કે તેની આસપાસ મનુષ્યબુદ્ધિએ ઉભી કરેલી અદ્ભુત કરામતોને ઝીણી દૃષ્ટિથી અવલોકવી અને તેનો રસાસ્વાદ લેવો તે તેને ખાપડાને કોઈએ બતાવ્યું જ હોતુ નથી અરે, આટલા બધા દૂર આપણે શા માટે જઈએ ? ખુદ તેની શાળાને કે તેના પોતાના વર્ગને પણ યોગ્ય રીતે અવલોકવાની

આખ તેની પાસે કયા હોય છે? સતત બે વર્ષથી એક જ ઓરડામા બેસતા વિદ્યાર્થીના એક વર્ગને એક વખત મે એકાએક પોતાની આખો બંધ કરી દેવા કહ્યુ પછી બધાને વારાફરતી પૂછવા માડ્યુ "આ તમારા ઓરડામા શી શી ચીજો છે તે ગણાવો" અને ખેદ સાથે મારે કહેવુ જોઇએ કે દ્વાળિયા કે ચિત્રોની સાચી સખ્યા પણ તેઓ ન કહી શકયા, પછી ચિત્રોના વર્ણનો કે જુદા જુદા પુસ્તકોના નામો કે રૂપરગોની તો વાત જ કયા રહી? જે ઓરડામા વિદ્યાર્થી બે વર્ષથી રહેતો હોય તે ઓરડાની દીવાલ પર કેવો રગ છે, અથવા તો કેટલા અને કયા કયા ચિત્રો

આપણામા અનેક પ્રકારના વિચારો પ્રેર્યા છે, એટલુ જ નહિ પરતુ આપણા રૂઢ થઇ ગયેલા વિચારોને ફેરવ્યા પણ છે આવા અવલોકનની પાછળ એટલી મોટી તાકાત રહેલી છે કે માણસના સમગ્ર જીવનમા તે ક્રાંતિ કરી મૂકી શકે

આ રીતે શાળાની અદર વિદ્યાર્થી પાસે તેના જીવનના કોયડાઓ રજુ કરવાની રીત શિક્ષણક્રમમા દાખલ કરવાના પ્રયત્નો કરીએ, અને શાળા બહાર વિશાળ જગતને અવલોકવાની દૃષ્ટિ ઉઘાડી દઇએ, તો તે બન્નેમાથી વિદ્યાર્થી સ્વાનુભવને પથે ચડવાનો છે, અને તેવા સ્વાનુભવ દ્વારા જ તેનામા વિચારોના બીજ રોપાય છે આ બીજમાથી પછી અકુર ફૂટતા જરા પણ વાર લાગતી નથી.

પણ આ વિચારઅકુર ફૂટ્યા પછી?

જેમ કોઇ નવા ઉગતા ઝાડઝાડને ઓથની જરૂર રહે છે, અથવા તો કહોને કે કોઇ સુકોમળ વેલને વાડની આવશ્યક્તા હોય છે, તેવી જ રીતે આ તાજા જ ફૂટી નીકળતા સુકોમળ વિચારવેલાને કોઇએક ચોક્કસ ઓથારની જરૂર ઉભી થાય છે— જે ઓથારના આધારે તે સુરક્ષિતપણે વધારે ને વધારે વિકસી શકે કેળવણીમા આ ઓથારને આપણે યોજના કહી શકીએ.

### યોજના

વિદ્યાર્થી પાસે જે જે કામ મૂકવામાં આવે તે આવી યોજનાના સ્વરૂપમા મૂકાય તો કેવળ પારકી બુદ્ધિ ઉપર જીવવાની જે ટેવ આજે વિદ્યાર્થીમાં પડી ગઇ છે તે નીકળી જાય, અને ધીમે ધીમે પોતાની જ બુદ્ધિ ઉપર કામ કરતાં તે શીખે અભ્યાસનો વિષય ગમે તે હો, પરતુ એ એક વિષયની સાથે સંકળાયેલા શાળાના તેમ જ બૃહત્ જીવનના અનેક વિષયોને સાંકળી દે તેવી રીતે વિદ્યાર્થી પાસે તેના કાર્યની યોજના મૂકાવી જોઇએ.

સામાન્ય રીતે આજના આપણા વિદ્યાર્થીની વિચારસરણીનુ બધારણ મોટે ભાગે શાળામાથી અને શાળાની ચાર દીવાલો વચ્ચે શીખવાઇ રહેલા વિષયોમાથી જ ઘડાય છે પરિણામે એ વિચારસરણી દૂષિત રહે છે શાળાની અદર ઘડાઇ રહેલી વિચારસરણીને બહારના વિશાળ સમાજની એરણ ઉપર ચડવાનુ છે તે વાતનુ અહી લક્ષ નહિ રહેતુ હોવાથી, તેવી વિચારસરણી એકાગી રહે તે સહજ છે. આવી એકાગી અને અપૂર્ણ વિચારસરણીના પરિણામે જ કેળવણી પામેલા અને સારા વિચારક કહેવડાવવાને લાયક એવા માણસો પણ 'વેદિયા ઢોર' નુ બિરદ પામે છે ! આ આપણો

અનુભવ છે આવી દૂષિત વિચારસરણીમાથી વિદ્યાર્થીને બચાવી લેવો હોય તો તેને મોટા સમાજની સાથે સઘર્ષણમા પણ મૂકી દેવો જોઇએ આવા સઘર્ષણના પરિણામે તેની વિચારસરણી વધારે તવાય છે, અને અનેક પનટાઓ ખાલી ખાતી નિર્મળ રૂપમા ઘડાઇને તૈયાર થાય છે આમ વિદ્યાર્થીની વિચારસરણીને શાળાની દીવાલોમાથી બહાર કાઢી ઓપ ચડાવવા માટે કેળવણી પાસે ઉત્તમમા ઉતમ કોઇ સાધન હોય તો તે ઉપર કહેલ યોજના છે આવી યોજના વિદ્યાર્થી પાસે આવી કે તુરત જ તે પોતાના જ વિચારમગે તૈયાર કરવાના પ્રયત્નોમા પડે છે તે યોજના પાર પાડવા માટે તેને શાળાના બુદ્ધિના વિષયોમા ઉડા ઉતરવુ પડે છે એટલુ જ નહિ પરતુ એ બુદ્ધિને —એ અભ્યાસને બહારની દુનિયાની કસોટીએ પણ ચડાવવા નીકળવુ પડે છે આનો અર્થ પહેલા તો વિદ્યાર્થીએ પોતાના ઉદ્ભાવેલા વિચારને પોતાના શાળાના બુદ્ધિના કામમાં વાપરવો અને પછી તેવા વિશિષ્ટ વપરાશને સામાન્ય ભૂમિકા સુધી પણ લઈ જઇ શકાય છે કે નહિ તે જોવુ. આમ થવાથી વિચારના જે અંકુરો સ્વાનુભવથી ફૂટ્યા હોય છે તે અંકુરો પહેલે અનુભવની કસોટીએ ચડેલા હોવાથી તેમ જ

બીજાના અનુભવો સાથે સંઘર્ષણમા ઉતરેલા હોવાથી વધારે ને વધારે વિકસે છે, અને વિચારવૃક્ષનુ નાના સ્વરૂપમા પણ આપણને દર્શન થાય છે

સ્વાનુભવમાથી તેમ જ સ્વાનુભવ અને પરાનુભવોના યોગ્ય અને જરૂરી તેવા સઘર્ષણમાથી જે આ વિચારનો છોડ વિદ્યાર્થીમા આપણી નજરે પડે છે, તે છોડ એક બીજી દષ્ટિથી પણ વધારે સુદર અને મીઠા વૃક્ષની આગાહી આપે છે આ દષ્ટિ તે મૌલિક વિચાર હોવાની દષ્ટિ છે શાળા તેમ જ શાળા બહાર અનેક પ્રકારના કોયડાઓ જાતે જ ઉકેલવાની ગડમથલ કરવાથી પોતાના દષ્ટિપથમા પથરાયેલ વિશાળ કુદરતને તેમ જ માનવસૃષ્ટિને અનેક રીતે અવલોકવાની આખ સ્વપ્રયત્ને જ મેળવેલી હોવાથી અને અભ્યાસના કાર્યમા અનેક પ્રકારની નવીન નવીન યોજના પાર પાડવા માટે કેટલીયે મુશ્કેલીઓમાથી પસાર થઇ જવાની તક આપડેલી હોવાથી તેમાથી જે વિચારમાળા સ્ફૂરે છે, ફૂટે છે અને વિકસે છે તે કેવળ મૌલિક જ હોય છે અલબત્ત આ મૌલિક વિચારસરણી હમેશા બધી રીતે સાચી જ હોય છે કે પથ્ય જ હોય છે તેમ આપણે ઘડીભર ન સ્વીકારીએ, તો પણ તે મૌલિક છે એ જ તેનો મોટો ગુણ છે

અને એવી મૌલિક વિચારસરણીને પોતાનાં દૂષણોને ખંખેરી નાખી વધારે શુદ્ધ બની જતાં વાર નથી લાગવાની એ ચોક્કસ છે.

આ બે પગલાં સિદ્ધ થયેલાં આપણને દેખાય કે પછી તુરત જ આપણે ત્રીજું પગલું ભરી શકીએ.

### મહાન વિચારોની પ્રેરણી

પોતાના અભ્યાસમાંથી તેમ જ અનુભવમાંથી મૌલિક વિચારોનું બીજ રોપી, અનેક જાતની યોજના દ્વારા સુવિચારોના છોડ ઉછેરનો ઉછેરતો બાળમાળી આપણને નજરે દેખાય કે તુરત જ દુનિયાના મહા પુરુષોના વિચારો તેની સમક્ષ વેરવા લાગી શકાય. આવા વિચારો રજુ કરવામાં અંગત વાતચીત, સરસ વાચન, નાની મોટી ચર્ચાઓ કે સમાલોચનાઓને આપણે સાધનો તરીકે વાપરી શકીએ. આજે તો વિદ્યાર્થીને પોતાને પોતાના કશા જ વિચારો હોતા નથી, તેથી પારકાના વિચારો ઉપર જ તે પોતાનું વિચારનાવ હંકારે જતો હોય છે. આને લીધે વિદ્યાર્થી સાથેની અંગત વાતચીતમાં આપણને કશું જ એવું જાણવા જેવું નથી મળતું કે જેનાથી આપણને આલ્હાદ થાય. તેના વાચનપરિણામથી આપણને એવો કશો અનુ-

ભવ નથી થતો કે જેથી આપણને વિદ્યાર્થીમા નવો વિચારપ્રવાહ ઉગતો દેખાય તેની ચર્ચાઓમા તેમ જ સમાલોચનાઓમા મૌલિક વિચારોનો કશો જ ચમત્કાર જણાતો નથી અને આ બધુ વિદ્યાર્થીમા આવે પણ કયાથી ? નાનપણથી પારકા વિચારોને ઝીનતો આવેલો અને પોતાને કઇ વિચારવા જેવુ હોતુ જ નથી તેવી માન્યતામા ઉછરેલો વિદ્યાર્થી મૌલિક વિચારસરણી દાખવી પણ શી રીતે શકે ? આ ઉપરાત તેની પાસે એકથી વધાર વિચારકોના વિચારો રજુ કરવામા આવે ત્યારે પણ તે નકામા ગોટાળામા પડી જાય છે એક વિચારક પાસેથી તેને એક વિષય ઉપર એક વિચાર મળે છે જ્યારે બીજા વિચારક પાસેથી તે જ વિષય ઉપર તેનાથી વિરોધી વિચારો તેને મળે છે આવે વખતે બ નેમાથી તારતમ્ય શોધી કાઢી સ્વતત્ર વિચાર બાધવાની તાકાત તેનામા નહિ વિકસેલી હોવાથી ઘણી વખત ગભીર પરિણામો આવે છે પોતાને પણ કઇક વિચારો છે તેવી ભ્રમણામા તે ઉછરેલ હોવાથી આવો વિદ્યાર્થી પારકા વિચારો વડે બીજા પારકા વિચારોને તોળવા બેસે છે, અને તેથી પારકા સાધનો વડે પારકાનુ માપ કાઢતા જતા પોતાને તેમાથી કશુ જ મળતુ નથી, ઉલટુ તેની શક્તિ

અને સમયનો નકામો વ્યય થાય છે, અને વિના કારણ તેની ભાંજગડમાં પડવાથી તેના મનમાં માત્ર ગોટાળો ઉભો થવા પામે છે

આથી ઉલટું આપણે ઉપર જણાવી ગયા તેવી રીતે જે વિદ્યાર્થી સ્વાનુભવથી અને સ્વાનુભવ તથા પરાનુભવના યોગ્ય સંઘર્ષણથી મૌલિક વિચારના વૃક્ષોવાળો હોય છે, તેની પાસે બીજા અનેક વિચારરત્નો વેરવામાં આવે ત્યારે કંઈ જુદી જ રીતે તે વર્તી શકે છે ગમે તે વિષય હો, ગમે તે વિચારક હો, તે વિષયને કે તે વિષય ઉપરના તે વિચારકના વિચારને તે પોતાની જ બુદ્ધિ વડે તોળવાનો પોતાનું સાધન હોય, પોતાની તાકાત હોય અને પોતાનામાં વિશ્વાસ હોય ત્યારે માણસ કંઈ અજબ રીતે કામ કરી શકે છે મૌલિક વિચારસરણીવાળો વિદ્યાર્થી આવે વખતે ગભરાતો નથી કે એક બાજુ ઘસડાઇ જતો નથી. પોતાની સ્વતંત્ર વિચારશક્તિથી તે બને બાજુને વિચારે છે, અને આખરે પોતાને ઉપકારક તેવો એક પક્ષ સ્વીકારે છે, અથવા તો બન્ને પક્ષોમાંથી કોઈ એક સુંદર સમન્વય શોધી લે છે, અને પોતાની વિચારમાળામાં એક વધારે પુષ્પ ગૂંથી નિશ્ચિંત બને છે આ ક્રિયા વિદ્યાર્થી પોતાનો અભ્યાસકાળ પૂરો

કરે ત્યાં સુધી ચાલ્યા કરે છે, અને પછી વિદ્યાર્થી મનુષ્ય બની વિશાળ જગતમાં પોતાનું વહાણુ ઝૂકાવે છે ત્યારે પોતાના જ નિર્ણિત વિચારોની સ્થાપનાનો યુગ તેના જીવનમાં શરૂ થાય છે.

### નિર્ણિત વિચારોની સ્થાપનાનો યુગ

આ ચોથા પગથિયા ઉપર માણસ ચડે છે ત્યાર પછી તેના આગલાં ત્રણે પગથિયાંના જોર ઉપર તે પોતાના ચોક્કસ વિચારો બાંધે છે અને એધડક રીતે જગત પાસે રજુ કરે છે. આ યુગમાં તેને અનેક બીજા વિચારકો સાથે મોટા મોટા મતભેદો હોય તે સંભવિત છે; પરંતુ પોતે પણ એક મૌલિક વિચારક તરીકે જગતની રંગભૂમિ ઉપર આગળ આવવામાં જરા પણ આંચકો ખાતો નથી, અને જગતને પણ તેને ગણકાર્યા સિવાય ચાલતું નથી. તેના વિચારો જો સત્યના ચોક્કસ પાયા ઉપર રચાયેલા હોય છે, તો તો જગતને આખરે તેના વિચારો સ્વીકાર્યે જ છૂટકો થાય છે; અને જો તેના વિચારોમાં કઇ પણ કાઢી નાખવા જેવુ, કંઇ પણ સસ્કરણુ કરવા જેવું હોય છે, તો પોતાના જ વિચારોના બળે બીજાના વિચારો ધીમે ધીમે તે પોતાના કરતો જાય છે, અને એક કાળે શુદ્ધ બની સમર્થ વિચારકોની હરોલમાં બેસી

શકે તેવો જબ્બર વિચારક બની શકે છે પોતાની મૌલિકતાને બગે જ બીજાના વિચારોને પણ તે પોતાના ખોળીમા ભેળવી દેવાનુ શીખ્યો હોવાથી પોતાની વિચારસરણીમાથી નિર્બળતાઓને હાંકી કાઢવામા કે અશુદ્ધિઓને દૂર કરવામા તેને જરા પણ આચકો લાગતો નથી આમ પોતાનુ શુદ્ધ તત્ત્વ જાળવતો જાળવતો પારકાના તેજને તે સઘરતો જાય છે, અને ધીમે ધીમે પોતાના તેજમા તેને એવી રીતે ભેળવી દે છે કે એ બન્ને તેજો અભેદભાવ પામે, અને જીવનજ્યોત એક જ સામગ્રીમાથી સળગતી દેખાય

આપણા શિક્ષણક્રમની અદર વિચારોની કેળવણી માટે આવો પ્રબધ થવો જોઇએ આજે તો આપણે ઉધેથી ચાલીએ છીએ આપણા શિક્ષણમા ત્રીજુ તથા ચોથુ પગથિયુ પહેલેથી જ હાથ ધરવામાં આવે છે, અને પહેલા તથા બીજાને તો ક્યાયે સ્થાન પણ નથી દેખાતુ એક તો સ્વાભાવિક ક્રમ ઉલટાઇ જવો અને તેમા પહેલાં પગથિયાને વિસારી દેવાં, પછી પરિણામ કેવુ આવે તે આપણે કલ્પી શકીએ છીએ આથી જ આજે આપણા સમાજમા મૌલિક વિચારકો આગળીને વેઢે ગણાય તેટલા નજરે ચડે છે આથી જ સમા-

જના એક મોટા ભાગે એક જબ્બર વિચારને આજે પોતાનો કર્યો હોવા છતાં આવતી કાલે તેટલા જ આગ્રહથી છોડી દીધાના દાખલાઓ આપણી નજર આગળ રોજ રોજ બન્યા કરે છે. આથી જ ખોટા સાચા વિચારભેદોનો રાફડો આજે સમાજમાં ફાટેલો દેખાય છે, અને આથી જ આવી શિક્ષણપ્રણાલિનું સૌથી ભયંકર સ્વરૂપ જે વિચારોની ગુલામી, તે આપણા સમાજમાં આજે ઠેર ઠેર માલૂમ પડે છે.

આ પરિસ્થિતિ મિટાવવી હોય અને આવતી કાલના મનુષ્યને સ્વતંત્ર વિચારક બનાવવો હોય તો આપણા શિક્ષણક્રમમાં ઉપર જણાવ્યો તેવો મૂળનો ફેરફાર કર્યા વિના નહિ ચાલે



શિસ્તનો પ્રશ્ન વિકટ અને મૂંઝવનારો છે કારણ કે એ પ્રશ્ન સમગ્ર જીવનનો છે માણસને કોઈ એક વિશિષ્ટ પરિસ્થિતિમા શિસ્ત જોઈએ છીએ તેમ નથી મનુષ્યનો આત્મા તો હરકોઈ પરિસ્થિતિમા શિસ્તને માટે ઝંખે છે મનુષ્યજીવનની કોઈ પણ જરૂરિયાત જ્યારે સર્વવ્યાપી બને છે ત્યારે તે જરૂરિયાત પૂરી પાડવાના પ્રયત્નો માણસ કરે જ છે શિસ્ત એ મનુષ્યજીવનને માટે અપરિહાર્ય વસ્તુ દેખાય છે માટે તો તે પ્રાપ્ત કરવા સારૂ માણસ પોતાથી બનતુ બધુ કરતો દેખાય છે કેળવણીની રીતસર સસ્થાઓ જુઓ અથવા તો કેળવણીના વિચારની ગંધ પણ ન હોય તેવી

સંસ્થા મહાસભાઓ શિસ્તને માટે એક સરખી રીતે જ ઝંખતી માલૂમ પડે છે અણસમજુ વ્યક્તિને શિસ્ત જોઈએ છીએ, સરકારી વ્યક્તિને શિસ્તનો ઉંચો પ્રકાર પોતાના જીવનમાં ઉભો કરવો છે અણસમજુ ટોળીને શિસ્ત વિના ગમતુ નથી અને સુધરેલો સમાજ શિસ્ત પાછળ પોતાનો ગમે તેટલો સમય અને શક્તિ ખરચતાં પાછુ વાળી જોતો નથી

આ શિસ્ત તે શુ હશે? જે શિસ્ત પ્રાપ્ત કરવા માટે વ્યક્તિ પોતાના ઉપર જુલમ ગુજારતા અને પારકાનું સખત દબાણ વહોરી લેતા પોતાની જાતને ધન્ય માને છે જે શિસ્ત માટે નાના મોટા

કરવાની જરૂર હોય છે તે તે સાધનોનો યથાર્થ ઉપયોગ માણસ શિસ્તની મદદથી જ કરી શકે છે. આ ઉપરથી આપણે સમજી શકીએ કે શિસ્ત એ સાધનોનું પણ સાધન એટલે કે એક પરમ સાધન છે. સાધ્યને પહોચી વળવા માટે આ પરમ સાધન માણસે પોતાના જીવનમાં ઉભું કરવું જ જોઇએ; તેના વિના સાધ્યને પહોચવા માટેનાં બીજાં નાનાં મોટા બધા સાધનો છેક જ નિરર્થક થઇ પડે છે. એટલા માટે એક અભણ કારીગરને પોતાનું સ્થૂળ અને તાત્કાલિક સાધ્ય સિદ્ધ કરવા માટે શિસ્તની

લોમાં પણ તેને શિસ્તની તેટલી જ જરૂર રહે છે. આ ઉપરથી આપણે સમજી શકીએ કે શિસ્ત એ લક્ષ્યસિદ્ધિ માટે એક સર્વવ્યાપી અને પરમ સાધન છે. તેની જરૂર જેટલી વ્યક્તિને છે તેટલી જ સમષ્ટિને છે; તેની જરૂર જેટલી અજ્ઞાનીને છે તેટલી જ જ્ઞાનીને છે; જેટલી ગરીબને છે તેટલી જ પૈસાદારને છે; તેની જરૂર જેટલી સ્થૂળ પ્રવૃત્તિમાં છે તેટલી જ સૂક્ષ્મ પ્રવૃત્તિમાં છે. ટૂંકમાં શિસ્તની જરૂર જીવનની નાની મોટી દરેક ક્રિયાઓમાં રહે છે, કારણ કે શિસ્ત વિનાં વ્યક્તિ કે સમષ્ટિ, સ્થૂળ કે સૂક્ષ્મ કોઇ પણ પ્રકારના જીવન-લક્ષ્યને સિદ્ધ કરી શકતી નથી.

આ થયો શિસ્તનો તત્ત્વવિચાર. આ તત્ત્વવિચાર મનુષ્યજીવનના દરેક અંગને માટે આવશ્યક છે. આ તત્ત્વવિચાર ઉપરથી દરેક મનુષ્ય પોતપોતાના જીવન પૂરતો વ્યવહાર ઘડી કાઢી શકે છે. આપણે શિક્ષકો આ તત્ત્વવિચારનો આચાર આપણા જીવનવ્યવસાયમાં કેવી રીતે કરી શકીએ તે વિચારવાનું રહે છે.

જેમ જીવનના દરેક પ્રશ્નને માટે બને છે તેમ શિસ્ત એ જો મનુષ્યજીવન માટે આવશ્યક વસ્તુ હોય, તો તેના માટેની ઝંખના પણ આવશ્યક

હોવી જોઈએ, અને આવી આવશ્યક ઝંખનામાંથી વસ્તુનો ઉગમ પણ અંદરથી થતો હોવો જોઈએ અર્થાત્ શિસ્ત એ માણસના પોતાના અંતરમાંથી ઉગની હોવી જોઈએ અલબત્ત જ્યાં સુધી માણસને પોતાના જીવનની સાચી જરૂરિયાત સમજાય નહિ ત્યાં સુધી એ જરૂરિયાત ઉભી કરવા પાછળ તે કશા જ પ્રયત્નો કરવાનો નથી બાળઆત્માને એ જરૂરિયાત સમજાય તેવા પ્રયત્નો આપણે શિક્ષકો કરીએ ત્યાં સુધીની સ્થિતિ આપણને મંજૂર છે, પણ જે જરૂરિયાત બાળકને યથાકાળે સમજવાની છે, જે જરૂરિયાત માટે બાળક યોગ્ય સમયે પ્રયત્નો કરવાનુ છે જે જરૂરિયાત અંતરમાથી ઉગવાની છે, અને જે જરૂરિયાત બાળક પોતાના જ માટે પોતાના જ પ્રયત્નો વડે પૂરી પાડવાનુ છે, તે જરૂરિયાત બીજા કોઈની મારફત ઉપરથી લાદવામા આવે

અખડ શ્રદ્ધા આપણામા નહિ હોવાથી- આપણે શિસ્તને ઉપરથી લાદવાના પ્રયત્નો કરીએ છીએ. આપણે શિક્ષકો અનેક જાતના અનુભવોમાથી અને ચિત્રવિચિત્ર પરિસ્થિતિમાથી પસાર થયેલા હોઇએ છીએ. એ બધા અનુભવો અને પરિસ્થિતિઓએ આપણને શિસ્તનુ મહત્ત્વ સમજાવ્યુ હોય છે. એ મહત્ત્વને પરિણામે જ આપણે વ્યક્તિજીવનમા તેમ જ સમષ્ટિજીવનમા શિસ્તને ઘણો મોટો અવકાશ આપતા હોઇએ છીએ પરતુ આપણા અજ્ઞાનનો પાર નથી. એ અજ્ઞાનમાથી સહજ પેદા થતી અધીરાઇ આપણામા જન્મે છે તે આપણે સ્વીકારવુ જ જોઇએ અજ્ઞાનજન્ય આવી અધીરાઇ બાળકને સ્વ-પ્રયત્નો પર જવા દેવાની ના પાડે છે. ભવિષ્યમા જે શિસ્તની તેના જીવનમા અત્યત જરૂરિયાત ઉભી થવાની છે, તે શિસ્ત આજે ને આજે જ તેને આપી દેવાની ઉતાવળમા આપણે પડીએ છીએ. જે વસ્તુ સ્વયભૂ છે તે વસ્તુ પરાણે પાસેથી મેળવી શકાતી જ નથી; તેમા મેળવનાર અને આપનાર બન્ને ખોટ ખાય છે. આજે કામ કરી રહેલી આપણી શિક્ષણસસ્થાઓમા શિસ્ત મેળવવાના અને આપવાના આવા બેહૂદા પ્રયત્નો થતા જોવામાં આવે છે.

કેટલાક વિદ્યાર્થીઓ શિસ્ત હોવી જોઈએ તેવા પારકાએ આપેલા ખ્યાલ ઉપર અવલબીને તેને પારના પાસેથી જ મેળવવાના પ્રયત્નો કરતા માલૂમ પડે છે; આપણે બધા શિક્ષકો પણ વિદ્યાર્થિ-જીવનમા અમુક પ્રકારની શિસ્ત તો હોવી જ જોઇએ તેવા આમહભર્યા ખ્યાલને લીધે વિદ્યાર્થીને શિસ્ત સપડાવવા નીકળી પડીએ છીએ! પરિણામે નથી વિદ્યાર્થીઓ શિસ્ત મેળવી શકતા, તેમ જ નથી આપણે શિક્ષકો શિસ્ત ઉભી કરી શકતા

આપણે જોઇ ગયા કે શિસ્ત એ સ્વયભૂ વસ્તુ છે મનુષ્યજીવનમા લક્ષ્યસિદ્ધિને માટે અત્યત મહત્ત્વનુ સ્થાન ભોગવતુ આ સાધન સ્વયભૂ છે તેથી તો તેનુ મહત્ત્વ એવડુ વધે છે તેવા સ્વયભૂ સાધનને ઉપરથી લાદવાના પ્રયત્નો કરવા તે મિથ્યા છે મનુષ્યમાત્રની પ્રાથમિક દશામા પોતાની ઉન્નતિ માટેના જરૂરી સાધનોનો તેને ખ્યાલ ન હોય તે સ્વાભાવિક છે, વળી એવા સાધનો સમાજની અદર પણ વિકૃત દશામા આવી પડેલાં દેખાય તેથી પણ બાળઆત્મા એ સાધનોને ન તો ઉનખે છે અને કા તો વિકૃત સ્વરૂપમા સ્વીકારે છે એટલા માટે જ મનુષ્યની બાલ્યાવસ્થામા સાચ સાધનોનો સ્વીકાર આપણને બહુ ઓછો દેખાય છે, તેમ જ

સારાં સાધનોનાં વિકૃત સ્વરૂપો વધારે પ્રમાણમાં દેખાય છે. પ્રાથમિક દશામાંથી પસાર થતો બાળ-આત્મા સુંદર સાધનો તેના સુંદર સ્વરૂપમાં ન પિછાની શકે, અથવા સુંદર સાધનોને તેના વિકૃત સ્વરૂપમાં સ્વીકારે, તો આપણે શિક્ષકોએ ડરી જવાનું કે અધીરા થવાનું કશું જ કારણ નથી પ્રાથમિક દશામા મનુષ્ય હમેશા સ્થૂળ સાધનોનો જ વિચાર અને ઉપયોગ કરવાનો છે. આવા સ્થૂળ સાધનો જેટલાં અવિકૃત રહી શકે તેટલુ પ્રાથમિક સ્થિતિમાથી પસાર થતા મનુષ્ય માટે આવકારદાયક છે.

જેમ જેમ માણસ પ્રાથમિક સ્થિતિમાથી બહાર નીકળતો જાય છે, તેમ તેમ તેના એ સ્થૂળ સાધનો ઘસાતા જાય છે અને સૂક્ષ્મ સાધનો ધીમે ધીમે નજર થતા જાય છે દરેક મનુષ્યની આવી પ્રાથમિક સ્થિતિનો વિચાર અને તે વિચારને સંગત તેટલો અવકાશ દરેક શિક્ષક પોતાની પાસે અભ્યાસ કરી રહેલા બાળકને આપવો જ જોઈએ આ વિ-ચારસરણી આપણે ગળે ઉતરી જાય તો ઉન્નતિ માટેના સૂક્ષ્મ સાધનો ઉભા કરી દેવાની જે અધી-રાઇ આજે આપણામા દેખાય છે તે ન દેખાય. આપણે જરૂર સમજી લઈએ કે શિસ્ત એ જેટલું સુંદર સાધન છે તેટલું જ સૂક્ષ્મ સાધન પણ છે.

પ્રાથમિક દશામાથી પસાર થતો મનુષ્ય પોતાના જીવનની એક આવશ્યક જરૂરિયાત તરીકે તેને સ્વીકારવાનો જ છે આ સ્વીકાર કઇ ઉમરે થાય, કેટના બુદ્ધિવિકાસ પછી થાય, વ્યક્તિગત ક્યારે થાય અને સમષ્ટિગત ક્યારે થાય, એ પ્રશ્ન મનુષ્યના આત્માની વિકસિત શક્તિઓ પર વધારે આધાર રાખે છે એના માટે કશા જ જડ નિયમો કે નિર્ણયો આપી શકાય નહિ આપણે તો માત્ર એટલુ જ સમજીએ કે શિસ્ત એ દરેક આત્માની જરૂરિયાત છે, દરેક આત્માની પ્રગતિ માટેનું એક પરમ સાધન છે, દરેકમાથી એ સ્વયભૂ પ્રગટ થવાનું છે, દરેક આત્મા તને ઝીનવાનો છે અને દરેક આત્મા પોતાની શક્તિ પ્રમાણે તે દ્વારા સાધ્યને પહોચવાના પ્રયત્નો કરવાનો છે આટલું સમજાઇ જાય તો પછી આપણે ખામોશ પકડી શકીએ, તો પછી આપણે બાળકોને તેની જરૂરિયાત જલદી સમજાઇ જાય તેવુ વાતાવરણ અને પરિસ્થિતિ ઉભી કરવા તરફ આપણા બધા પ્રયત્નો આદરી શકીએ, તો પછી અયોગ્ય ગાળે અને અયોગ્ય રીતે શિસ્તને ઉપરથી લાદવાની બેહૂદી પદ્ધતિઓ આપણે તિલાજલિ આપી શકીએ

શિસ્ત માટેના કોઇ પણ વિચારોમા આ

પ્રથમ અને અગત્યનો વિચાર શિક્ષકની દષ્ટિ પાસે રહેવો જરૂરી છે

૨

શિસ્તને એક ઉત્તમ સાધન તરીકે કેટલુ સ્થાન છે તે આપણે જોયુ હવે શિસ્ત કોને કહેવાય અને કયા કયા સંયોગોમા ક્યા કયા કારણે શિસ્તનો ભંગ છે એવુ આપણે માનીએ છીએ, તેનો વિચાર કરીએ

આપણે ઉપર જોઇ ગયા કે પ્રાથમિક દશા માથી પસાર થતો મનુષ્ય પોતાના જીવનમા જરૂર જેટલી તુલા જાળવવા માટે નાનાવિધ પ્રયત્નો કરતો હોય છે આ પ્રયત્નોની પાછળ તેને ચોક્કસ દષ્ટિ ભલે ન હોય પરંતુ કોઇ અગમ્ય પ્રેરણાને બળે એ પ્રયત્નો દ્વારા પોતાના માટે જરૂરી તેટલી શિસ્ત ઉભી કરવા તે મથતો હોય છે તેની આ મથામણ અનેક વિધ કૃત્યો દ્વારા આવિષ્કાર પામતી આપણે જોઇ શકીએ છીએ મનુષ્યની બાલ્યાવસ્થાના આ સમયમા શિસ્ત મેળવવાના તેના આવા સ્વપ્રયત્નોને આપણે મંથનકાળ તરીકે સ્વીકારી સહાનુભૂતિભરી દષ્ટિથી નિહાળવા જોઇએ તેમ કરવાને બદલે આજે તો આપણે આપણા ધોરણથી વિદ્યાર્થીને આંકવા બેસી જઇએ છીએ જે વસ્તુ બુદ્ધિપૂર્વક અને પ્રયત્ન-

પૂર્વક આપણે ન આચરીએ તે વિદ્યાર્થીએ પણ ન આચરવી જોઈએ તેમ માનીએ છીએ, અને એ માન્યતાનો જ્યાં જ્યાં ભંગ થતો દેખાય ત્યાં ત્યાં શિસ્તનો જાણી બૂઝીને ભંગ કરાયેલો છે એમ સમજીએ છીએ. આપણા અને આપણા વિદ્યાર્થીઓના નિત્ય વ્યવહારમાં આ સત્યનાં અનેક દૃષ્ટાંતો આપણને મળી શકે તેમ છે.

છીએ. વિદ્યાર્થીનાં આજનાં નાનાં મોટાં વર્તનોમાં આપણને શિસ્ત અને નિયમપાલન ન દેખાય તે સાચું છે; પરંતુ એ શિસ્તનો અભાવ અને એ નિયમનો ભંગ દુષ્ટ વૃત્તિઓની પ્રેરણાથી ઇરાદાપૂર્વક થયેલાં છે એમ માનવું તે બાલસ્વભાવનું અજ્ઞાન બતાવે છે. બાળક વિદ્યાર્થીના વર્તનમાં ઇરાદાઓ બહુ ઓછા જ હોય છે. આપણે ઓટેરાંઓ વિના કારણ ઇરાદાઓનું આરોપણ કરીને ઘણી વખત તો ઇરાદાઓ પેદા કરીએ છીએ. આ વસ્તુસ્થિતિ વખત જતાં એટલી તો વિષમ બને છે કે બાળક વિદ્યાર્થીનાં એકેએક અનિષ્ટ કામોની પાછળ ઇરાદાઓ ઉત્પન્ન થઇ જાય છે. પછીના કાળમાં શિસ્તનો ભંગ કે નિયમનું ઉલ્લંઘન ઇરાદાપૂર્વક બનવા પામે તે બનવા જોગ છે. આમ આપણે ઇચ્છા વિરુદ્ધ શિસ્ત અને વ્યવસ્થા ઉભાં કરવા જતાં, શિસ્તભંગ અને અવ્યવસ્થા ઉભાં કરીએ છીએ તેનું આપણને ભાન રહેતું નથી. પછી તો એક અનર્થમાંથી બીજો અનર્થ જન્મે છે, અને એમ વિદ્યાર્થી અને શિક્ષકના વ્યવહારમાં અનર્થપરંપરા ઉભી થાય છે. આથી જ આજની શિક્ષણસંસ્થાઓમાં આપણે નજર નાખીએ તો વિદ્યાર્થીઓનાં ખરાબ વર્તનો ઘણી વાર ઇરાદા-

પૂર્વક થયેલા આપણને જોવા મળશે. શિક્ષક આ વર્તનો તરફ ઘૃણાની નજરથી જોતો અને દમાણનીતિ આચરતો આપણા જોવામાં આવશે શિક્ષક-વિદ્યાર્થી વચ્ચે આમ ને આમ વેરઝેર વધતા જ ચાલે છે, અને સંપૂર્ણ અવિશ્વાસ વચ્ચે તેમનુ કામ ચાલ્યા જ કરે છે આવુ જ્યા જ્યા બનતુ હોય ત્યાં દયા, સહાનુભૂતિ, પ્રેમ કે સહચાર આપણને જોવા ન મળે તે તદ્દન સ્વાભાવિક છે વિદ્યાર્થી તરફની આજની આપણી દૃષ્ટિમા મહત્ત્વનો ફેરફાર થઈ જાય તો વિદ્યાર્થીના જે વર્તનો આજે આપણને શિસ્તવિરોધી લાગે છે, તે જ વર્તનો આવતી કાલે શિસ્ત મેળવવા માટે ફાંફાં અને નિયમપાલન માટેના પ્રામાણિક પ્રયત્નો હોય એમ દેખાશે. વિદ્યાર્થીના આજના તેવા વર્તનમા આપણી કલ્પના પ્રમાણેની શિસ્ત અને વ્યવસ્થા ભલે ન હોય, પરંતુ તે અશિસ્ત વા અવ્યવસ્થા નથી પરંતુ શિસ્ત તથા વ્યવસ્થા મેળવવાના પ્રયત્નો છે એમ માનીને જો ચાલીએ તો વિદ્યાર્થી તરફના આજના આપણા વર્તાવમા ઘણો મોટો ફેર થઈ જાય

વિદ્યાર્થીના જીવનમાં શિસ્ત ઉભી કરવાના આપણા આજના મનોરથોને માનસશાસ્ત્રની એક દૃષ્ટિથી અવલોકી લેવાની જરૂર છે આ દૃષ્ટિ

તે બદલાની દૃષ્ટિ છે જે વસ્તુ આપણે આપણા જીવનમા જીવી બતાવીએ તેમ ઇચ્છીએ છીએ, જે વસ્તુ તરફ આપણો અસત ચાહ છે અને છતાયે જે જીવવા માટે આપણે પૂરતા સમર્થ નથી થઇ શકતા, તે આપણા કોઇ આત્મીય દ્વારા સિદ્ધ કરવાને આપણે પ્રયત્નો કરીએ છીએ આપણુ આજનુ વ્યક્તિગત તેમ જ સમષ્ટિગત જીવન નિહાળીએ તો આપણુને માલૂમ પડે છે કે આપણા અ ગત તેમ જ સામાજિક જીવનમા અનેક વખત આપણે શિસ્તભગ અને અવ્યવસ્થા ઉભા કરીએ છીએ. આપણા તેવા વ્યવહાર માટે આપણુને અ તરમા દુખ પણ થાય છે આપણા તેવા વ્યવહાર અને વ્યવહારજન્ય દુખનુ સાટુ વાળવાના આપણે પ્રયત્નો કરીએ તે પણ મનુષ્યસહજ વસ્તુ હોય છે એવુ સાટુ આપણે આપણા જીવન ઉપર અમુક પ્રકારનુ દબાણુ મૂકીને પરાણે નિયમ અને શિસ્ત ઉભા કરીને વાળીએ, અને આપણા આત્મીયોમા તે પ્રકારના શિસ્ત અને નિયમપાલન ઉભા કરાવીને પણ વાળીએ આપણુને બધાને ખબર છે કે જ્યારે આપણે કોઇ ધન્ય ક્ષણોમા એકલા બેઠા હોઇએ છીએ ત્યારે આપણા પોતાના જ શિથિલ વ્યવહાર તરફ આપણુને તિરસ્કાર આવે છે, તેવે વખતે આપણા

અંગત અને ખાનગી જીવનમાં પણ અમુક પ્રકારનાં શિસ્ત અને નિયમપાલન હોવાં જોઈએ, તેવા નિર્ણયો આપણા મન સાથે પ્રભુ સાક્ષીએ આપણે બાંધીએ છીએ. આપણને ખબર છે કે આપણે જ્યારે કોઈ સમાજમાં બેઠા હોઈએ છીએ અથવા તો કામ કરતા હોઈએ છીએ ત્યારે અમુક પ્રકારનું શિસ્ત અને નિયમપાલન તે સમાજે રાખવું જોઈએ, અને તે સમાજના એક અંગ તરીકે આપણે પણ આપણો ફાળો ધરવો જોઈએ, તેની પ્રામાણિક માન્યતા ધરાવતા હોઈએ છીએ. આને પરિણામે જ વ્યક્તિ પોતાના અંગત જીવન માટે પણ અમુક પ્રકારની નિયમાવલિની આવશ્યકતા સ્વીકારે છે, અને તેને અનુરૂપ ધોરણ ઘડે છે એને પરિણામે

છે આ વિચારસરણીને લીધે જ આપણે આપણા બાળકો પાસેથી અને આપણા વિદ્યાર્થીઓ પાસેથી આપણામા અપૂર્ણ દેખાતી શિસ્તના પાલનનો આગ્રહ રાખીએ છીએ આપણે ઉપર બન્ધાની જે વાત કરી ગયા તેનો આ અર્થ છે જરા અંતરમા ઉડા ઉતરીને વિચાર કરવાથી આપણને માલૂમ પડે છે કે શિસ્તની બાબતમા જેટલુ જેટલુ આપણે પરાણે અમલમા મૂકી શકતા નથી, અથવા તો જેટલુ જેટલુ આપણે અમલમા મૂકવુ પડે છે, તે બધાના અમલનો આપણા બાળકો અને આપણા વિદ્યાર્થીઓ પાસેથી આપણે અત્યંત આગ્રહ રાખતા હોઇએ છીએ આપણા પોતાના જ માનસનો આ અભ્યાસ આપણે કરી લઇએ તો પછી બાળકના માનસને ઉકેલવા આપણે સમર્થ બનીએ

શિસ્ત એ સ્વયંભૂ વૃત્તિ છે તે આપણે જોયું શિસ્ત અને અશિસ્તના ખ્યાલો શાના ઉપર બંધાય છે અને કેટલા ખરા ખોટા છે તે પણ આપણે જોયું હવે જે વિદ્યાર્થીઓમાં શિસ્તપાલનના પ્રયત્નો થતા આપણે ન જોતા હોઈએ તેમને તે દિશા તરફ વાળવા માટે શું કરી શકીએ તેનો થોડોએક વિચાર કરીએ

આપણે ઉપર જોઈ ગયા કે આપણે જેને શિસ્તભંગ કહીએ છીએ તે ઇરાદાપૂર્વકનો કોઈ શિસ્તભંગ નથી જ શિસ્તના આપણા ખ્યાલો અને

અને સ્વચ્છંદી ન બની જાય તે પણ આપણે સંભાળવું જોઈએ. શિસ્તને અને સ્વાતંત્ર્યને દુશ્મનાવટ છે એવી જે માન્યતા આજે પ્રચલિત છે તેમાં જરા પણ વજૂદ નથી જે સ્વાતંત્ર્ય શિસ્તને નથી પોષતું તે સ્વાતંત્ર્ય જ નથી; જે શિસ્ત સ્વાતંત્ર્યને હણે છે તે શિસ્ત જ નથી. શિસ્ત અને સ્વાતંત્ર્યનો સંબંધ બીજ અને વૃક્ષના સંબંધ જેવો છે. બીજમાથી વૃક્ષ થાય છે, અને વૃક્ષ બીજની જનની છે. તેવી જ રીતે સ્વાતંત્ર્યમાથી શિસ્ત જન્મે છે, અને શિસ્ત સ્વાતંત્ર્યનું પોષક છે આ વિચાર આપણે બરાબર સમજી લઇએ તો શિસ્તપાલનની દિશામા સ્વાતંત્ર્યને જરા પણ હાનિ પહોચાડ્યા સિવાય વિદ્યાર્થીને આપણે દોરી શકીએ

દરેક વિદ્યાર્થી શિસ્તપ્રિય છે તે આપણે સ્વીકાર્યું. એટલા સ્વીકાર પછી તેના આજના વર્તનમા જ્યા જ્યા આપણને શિસ્તભંગ દેખાય છે ત્યાં ત્યા તેના મૂળમા કયા કારણો રહેલા છે તેનો વિચાર આવશ્યક બને છે આ કારણો આપણને હાથ લાગી જાય તો વિદ્યાર્થીના વર્તનના ઉકેલની અને તેને યોગ્ય માર્ગે વાળવાની એક મોટી ચાવી આપણને હાથ આવી જશે. આપણે માગીએ અને વિદ્યાર્થી પોતે ઇચ્છે તેવી જાતની શિસ્ત-

પ્રિયના તે નથી બતાવી શકતો તેના મૂળમાં એક મોટું કારણ યોગ્ય પ્રવૃત્તિનો અભાવ હોય છે. બાળક તેમ જ જુવાન વિદ્યાર્થીને પોતાનો બધો સમય રસિક અને રુચિકર પ્રવૃત્તિમાં ગાળવાની ખાએશ હોય છે જ્યાં જ્યાં તેને તેવી રસિક પ્રવૃત્તિ મળતી નથી ત્યાં ત્યાં તેઓ બેકાર બને છે નવરો પડેલો બેકાર માણસ પછી પોતાને તેમ જ સમાજને હિતકર ન હોય તેવી પ્રવૃત્તિ આદરે તેમાં કશી જ નવાઇ નથી. આજનાં આપણાં ઘરો તરફ

માટે ભારે પડે તેવા નીવડે છે આજના અશિસ્ત-પ્રિય-અવ્યવસ્થાપ્રિય વિદ્યાર્થીઓનો પ્રશ્ન ને નવરા પડેલા, આળસુ અને નિરુદ્યમી વિદ્યાર્થીઓનો પ્રશ્ન છે, તે અરુચિકર અને અરસિક પ્રવૃત્તિમા સપડાઇ પડેલા વિદ્યાર્થીઓનો પ્રશ્ન છે આજના ઘરોમાથી અથવા તો આજના સમાજમાથી અથવા તો આજની શાળાઓમાથી શિસ્તભગ કરનારા વિદ્યાર્થીઓને ટાળવા હોય તો તેના મૂળમા રહેલાં ઉપરોક્ત કારણોને ટાળવા જોઇએ ઘરની અદર જેટલો વખત વિદ્યાર્થી રહે તેટલો વખત તે સુયોગ્ય, પથ્ય, રુચિકર અને રસિક પ્રવૃત્તિમા ગૂથાઇ રહે તેવો પ્રબધ કરવો જોઇએ, જેટલો વખત

વ્યક્તિગત છે તેટલો જ સમષ્ટિગત પણ છે જ્યાં જ્યાં એ પ્રશ્ન સમષ્ટિગત બને ત્યાં ત્યાં સાપેક્ષત્વ ઊભું થાય છે આ સાપેક્ષત્વ સમવયસ્કો કે સમાન-ધર્મીઓની વચ્ચે જ હોય તેવું નથી આજે આપણે બાળક પાસેથી શિસ્તની આશા રાખીએ છીએ ત્યારે આ સાપેક્ષત્વનું તત્ત્વ વિસરી જતા દેખાઈએ છીએ બીજાને પોતાના ધર્મો હોય છે તો આપણે આપણી ફરજો પણ હોય છે, બીજાને પોતાનો અધિકાર હોય છે તો આપણે આપણી મર્યાદાઓ હોય છે આમ એકબીજાના ફરજ, ધર્મ અને અધિકાર પરસ્પરાવલંબી હોઈને સમષ્ટિ-ગત કોઈ પણ પ્રવૃત્તિમાં તે પોતપોતાનું સ્થાન માગી લે છે આ દૃષ્ટિએ વિચારતાં બાળક પાસેથી શિસ્તની અને વ્યવસ્થાની આશા રાખનારાઓએ આપણે આપણી પોતાની ફરજોનું પણ ભાન રાખવું જોઈએ જે પરિસ્થિતિમાં અને જે વાતાવરણમાં શિસ્ત શક્ય ન હોય તે પરિસ્થિતિ અને વાતા-વરણમાં શિસ્તની આશા રાખવી વ્યર્થ ગણાય એટલે આપણે શિસ્ત ને વ્યવસ્થા ઊભી કરવા ઇચ્છનારા લોકોએ ઉપર જોઈ ગયા તે રીતે તે માટેની યોગ્ય પરિસ્થિતિ ઘર, શાળા અને સમાજ બધે ઠેકાણે ઊભી કરવી જોઈશે

✿

મનુષ્યોના મન કેળવણીની પ્રયોગશાળા છે આ પ્રયોગશાળામા જૂનામાથી નવુ નીકળતા અનેક જાતના ખળભળાટ ઉભા થાય છે કેળવણીની અમુક એક પ્રથામા શિક્ષક કે વિદ્યાર્થી ઉછર્યો હોય અને કોઇ પણ નવી પ્રથા સારી દેખાય ત્યારે આ જાતના ઘર્ષણની શરૂઆત થાય જ છે દુનિયામા કેળવણીના આદર્શો ઝપાટાબધ બદલાતા જાય છે પચાસ વર્ષ પહેલાના કેળવણીના સિદ્ધાતો આજે બહુ જૂના લાગે છે આટલી ઝડપથી થતા ફેરફારોમા કોઇ પણ વિચારી શિક્ષક નિરાતે બેસી શકતો નથી ક્ષણે ક્ષણે તેના મગજમા નવા જૂનાનુ યુદ્ધ ઉભુ થાય છે એકનો નિકાલ આવ્યો ત્યા બીજો ઝગડો હોય જ; તેનો નિકાલ આવે ત્યા ત્રીજો ઉભો જ હોય ઘણી વખત જીદગીના અત સુધી પણ કેટલાક ઝગડાઓ ચાલે છે

ફરજિયાત મરજિયાતની આપણી ચર્ચા એવા જ એક ઝગડાની નિશાની છે એક બાજુએ જૂની પ્રથાનો કડકમા કડક નિયમનનો આદર્શ ઉભો છે, બીજી બાજુએ વિશાળ સ્વાતંત્ર્યનો આદર્શ ઉભો છે બન્નેની વચ્ચે આજનો શિક્ષક છે જૂનામા ઉછર્યો હોવાથી જૂનાના અગઉપાગનો તેને પરિચય છે

નવો આદર્શ તેનાથી અપરિચિત છે, તેનો સ્વાનુભવ તેને નથી છતાં નવો આદર્શ તેને આકર્ષક લાગે છે, તેમાં તેને સત્ય દેખાય છે, પણ તે વિષે અજ્ઞાત હોવાથી તેના પરિણામ વિષે કેટલેક અંશે તે સાશંક રહે છે વિદ્યાર્થીની ઇચ્છા હોય કે ન હોય, પણ તેની પાસે પોતે ઇચ્છે તે જાતનાં કામો કરાવવાની જૂની પ્રથા રોજના અનુભવની છે, એથી ઉલટું વિદ્યાર્થીના આત્માનું માન જાળવી તેને પોતાને રસ્તે જવા દેવાનો ઉદ્દામ આદર્શ તેને આકર્ષે છે પણ આ આકર્ષણની સાથે સાથે અજ્ઞા

એવો મધ્યમ માર્ગ છે કે જે સ્વીકારવાથી બધુ સરખુ થઇ જાય ?

પણ હુ આનો જવાબ જુદી જ રીતે આપવાનો છુ પ્રત્યક્ષ સવાલને ન અડતા તેના મૂળમા હુ જવા ધારૂ છુ રોગના કરતા રોગના મૂળનુ નિદાન વધારે મહત્ત્વનુ ગણાય છે આજનુ મારૂ વિવરણ આવા સવાલના ઉકેલની દષ્ટિ આપણને આપશે તો જ આપણુ કામ સરળ થશે એક જ સવાનનો ઉકેલ લાવીએ તો પણ એવા બીજા હજાર સવાલ ઊભા થાય તેનુ શુ ? હુ કહુ કે કસરત ફરજિયાત કરો તો ચાલ, પ્રાર્થનામા આવવુ ફરજિયાત કરો તો નહિ ચાલે, કાતવુ ફરજિયાત કરો તો નહિ ચાલે, વર્ગની શાંતિ ફરજિયાત કરો તો ચાલ પણ આવા ઉકેલોથી કદાચ તે તે પ્રશ્ન પૂરતો કામચલાઉ ઉકેલ મળી જશે પણ જ્યા સુધી તેનુ મૂળ હાથ આવ્યુ નથી ત્યા સુધી આ બધા ઉકેલો નકામા છે એટલે આજે આ આખા સવાલના મૂળમા હુ જવા માગુ છુ

માનસશાસ્ત્ર કેળવણીનો આત્મા છે વિદ્યાર્થી ઉપર કોઇ પણ જાતની ફરજ ન રાખતા તેને આચાર વિચાર અને ઉચ્ચારમાં સ્વાતંત્ર્ય આપવુ જોઇએ એ આદર્શનો ઉદ્ભવ જ માનસશાસ્ત્રમાથી

થયેલો છે અનન્ત કાળ સુધી દુનિયામા નિયમન તો ચાલતુ જ આવેલુ છે 'આમ જ થાય' અને 'આમ ન જ થાય.' એવા વિધિનિષેધોથી જ આજ સુધીનુ કામ ચાલતુ આવ્યુ છે પણ મનુષ્યના મનના ઉંડાણમા પ્રવેશનારા વિચારકો નીકળ્યા તેમણે જોયુ કે મનુષ્યની ઇચ્છા વિરુદ્ધ તેના ઉપર કોઇ પણ ફરજ નાખવામા આવે તો તેના પરિણામે અનિષ્ટ આવે છે આના દબાણની પ્રતિક્રિયા અનિષ્ટ થાય છે આમ જોયુ ત્યારે તેઓ વિચાર કરવા લાગ્યા કસરતની ફરજ નાખીએ, રમતની ફરજ નાખીએ, કાતવાની ફરજ નાખીએ, ત્યારે કસરત રમત કે કાતવાની સામે વિદ્યાર્થીના મનમા ગ્રથિઓ ઉત્પન્ન થતી આ વિચારકોએ જોઇ આ જોયુ ત્યારથી જ ફરજની સામેનો પોકાર ઉભો થયો માનસશાસ્ત્રીઓએ આ જાતનો અવાજ ઉઠાવ્યો તે સાભળી મારા તમારા જેવા સામાન્ય શિક્ષકોએ પણ પોતાનો અવાજ ઉઠાવ્યો પણ માનસશાસ્ત્રીનુ માપુ અતર સમજવા વગરની આપણી ભૂલો છે માનસશાસ્ત્રીએ તો આપણને બતાવ્યુ કે ઇચ્છા વિરુદ્ધની દરેક ફરજની પ્રતિક્રિયા થાય છે ફરજથી જે વસ્તુ આપણે કરાવવા માગીએ છીએ તેના સામે જ માણસના મનમા ગ્રથિ

ઉત્પન્ન થાય છે આનો અર્થ આપણે અવળો કર્યો. આપણે ગ્રથિથી ભડક્યા. આપણને ગ્રથિનો ડર લાગ્યો અને આ રીતે આપણે ફરજની સામે થયા. પણ માનસશાસ્ત્ર ગ્રથિથી ડગવાનુ આપણને કહેતુ નથી, તે તો એટલુ જ કહે છે કે આ ગ્રથિને લક્ષમા રાખીને જે કરવુ હોય તે કરો ગ્રથિથી ડરીને આપણે ચાલીએ તે ઠીક નથી તેથી આપણે વિદ્યાર્થીને નુક્સાન પહોચાડવાના છીએ આપણે ન ઇચ્છીએ તો પણ અનેક જાતની ગ્રથિઓ વિદ્યાર્થીના મનમા ઉત્પન્ન થવાની જ છે. ક્રિયાની પ્રતિક્રિયા, આઘાતનો પ્રત્યાઘાત એ નિયમ સપૂર્ણ-પણે સાચો છે, તેને અપવાદ નથી આપણે ગ્રથિના ભયથી કઇ પણ પગલુ લેતા જ અચકાઇએ તેથી કઇ ગ્રથિ બધ ઓછી થવાની છે ? એ આપણા અચકાવાથી જ નવી ગ્રથિઓ નિર્માણ થવાની છે માણસને સમાજમા રહેવુ છે, તે હમેશા પોતાની જાતને સમાજની સાથે બધબેસતી બનાવવા મથે છે તેથી તેને પોતાની ઉપર અનેક જાતના બધનો મૂકવા જ પડે છે માણસ એકલો હોય તો પણ તેને વિકાસની ઉનતિની અભિલાષા હોય છે એ વિકાસ સાધવામા તે પોતાની ઉપર અનેક જાતના બધનો મૂકે છે પોતાનો વિકાસ સાધવામા તેમ

જ સમાજ સાથેની પોતાની સંગતિ જાળવવામાં માણસને પોતાની ઉપર નિયમન મૂકવાં જ પડે છે. બંને નિયમનોમાંથી ગ્રંથિ ઉત્પન્ન થાય જ છે પણ એકમાં બંધન અંદરથી આવેલું છે, બીજામાં બહારથી આવેલું છે, તેથી બંનેની ગ્રંથિઓમાં ફેર હોય છે. આત્મલક્ષી માણસ પોતાના વિકાસને અંગે પોતાની ઉપર મૂકેલા નિયમનને પરિણામે ઉત્પન્ન થયેલી ગ્રંથિઓ પોતે જ ઘસી નાખે છે, પણ સમાજ તરફથી તેના ઉપર મૂકવામાં આવેલા નિયમનના પરિણામે ઉત્પન્ન થયેલી ગ્રંથિઓ તે એટલી સહેલાઈથી નથી ઘસી શકતો. ગ્રંથિઓ નુકસાનકારક છે જ, પણ તેના નુકસાનના પ્રમાણમાં ભેદ છે. કેટલીક ગ્રંથિઓ વ્યક્તિને હાનિકારક હોય છે, બીજી કેટલીક સમાજને હાનિકારક હોય છે જેમ કે હું કોઈ વિદ્યાર્થીને પરાણે કસરત કરવાની ફરજ પાડું તો તે વિદ્યાર્થીના મનમાં કસરતની સામે ગ્રંથિ ઉત્પન્ન થાય અને પરિણામે વિદ્યાર્થી કસરતનો શત્રુ બને. તેથી તેને નુકસાન થાય; તે અલ્પાયુષી બને; રોગી બને આ વ્યક્તિ વિષયક નુકસાન થયું. પણ બીજા કોઈ માણસને એની ઇચ્છા વિરુદ્ધ હું કાંતવાની ફરજ પાડું, તો તે કાંતવાનો શત્રુ થઈ જશે. એમાં એને પોતાને

નુકસાન છે તેના કરતા સમાજને રાષ્ટ્રને વધારે નુકસાન છે પોતાની સ્વેચ્છાથી મૂકાયેલા નિયમનને પરિણામે ઉભી થયેલી ગ્રંથિઓની સામે લડવાની તાકાત માણસમાં ઈશ્વરદત્ત છે, અને તેથી જ બધા સયમી માણસોનો વિકાસ થતો આપણે જોઇએ છીએ કોઇ પણ આધ્યાત્મિક સાધક પોતાની ઉપર જે નિયમનો મૂકે છે તેનાથી ગ્રંથિઓ ઉભાજ નથી થતી એમ નથી, પણ તે ઉભાજ થાય તો પણ તેને ધસી નાખવાની, તેને નાબૂદ કરવાની તાકાત તેનામા હોય જ છે, કારણ કે તે વસ્તુ તેના આત્માએ માગેલી હોય છે આત્મા મોક્ષ માગે છે ત્યારે ઇંદ્રિયો વિષયોપભોગ માગે છે મોક્ષની ખાતર આત્મા પોતાની ઉપર અમુક નિયમન મૂકે તેને પરિણામે ઇંદ્રિયોમાં પ્રતિક્રિયા થાય, અને સાધકની ઇંદ્રિયો અમુક જાતની ગ્રંથિઓ બાંધે, પણ આત્માના તેજ આગળ તે ગ્રંથિઓ ઝાઝો વખત ટકી નથી થોડા જ વખતમા સાધક તેને ધસી નાખીને આગળ વધે છે સાધકના વિકાસનો આ ક્રમ છે પહેલાં નિયમન, તેનાથી થતી ગ્રંથિ, તેને આત્મા દૂર કરે, પછી તે નિયમન તેને સ્વાભાવિક થઇ જાય, એટલે તેટલા પૂરતો તેનો વિકાસ થાય આ રીતે સાધકનો વિકાસક્રમ ચાલે છે

પણ આ તો પોતે મૂકેલા નિયમનની વાત થઇ. બહારથી મુકાયેલા નિયમનની બાબતમાં આ ક્રિયા થતી નથી ત્યા તો સામા માણસની ઇંદ્રિયો તેમ જ આત્મા પણ તેનો વિરોધ કરે, એમ બને છે. તેથી માણસ પોતાની ઉપર ગમે તેટલાં બંધનો મૂકે તેમા હરકત નથી, પણ બીજા કોઈના ઉપર કોઇ પણ જાતનું બંધન મૂકતા પહેલા તેણે સો વખત વિચાર કરવો ઘટે. આપણે સૌ શિક્ષકો છીએ; આપણે વિદ્યાર્થીને વિકાસને પંથે લઇ જવા મથીએ છીએ આપણે શુ કરવુ ? આપણે નિયમનો મૂકવા કે ન મૂકવા ? મૂકવા હોય તો કઈ મર્યાદામા ? એનો વિચાર થવો જરૂરનો છે.

કોઈ પણ માણસની સ્થૂળ દૃષ્ટિમા ચાર ભૂમિકાઓ આપણે કલ્પી શકીએ. એક શારીરિક, બીજી બૌદ્ધિક, ત્રીજી નૈતિક અને ચોથી આધ્યાત્મિક મે આ ચાર ભૂમિકાઓ કલ્પેલી છે આ ચાર ભૂમિકામા માણસ હરઘડી અનેક જાતના કર્મો કરે છે. પ્રત્યેક વિદ્યાર્થીને પણ આ ચારે ભૂમિકાઓમા આપણે જોઇ શકીએ છીએ આપણે તેનો વિકાસ આ ચારે ભૂમિકાઓમાં સાધવા મથીએ છીએ. આ ભૂમિકાઓનો ક્રમ આપણે પહેલા જોવાની જરૂર છે. શારીરિક ભૂમિકા સૌથી સ્થૂળ

છે કારણ કે તે મોટે ભાગે ઇંદ્રિયગમ્ય છે શરીરનાં બધા કર્મો અને હિલચાલો આપણે જોઇ શકીએ છીએ પારખી શકીએ છીએ તેનો વિકાસ કે અવનતિ આપણે સ્થૂળ માપથી માપી શકીએ છીએ બીજી બૌદ્ધિક ભૂમિકા આથી વધારે સૂક્ષ્મ છે શરીર જેટલી તે ઇંદ્રિયગમ્ય નથી છતાયે તેનું માપ લેવાના સાધનો આપણી પાસે ઉપલબ્ધ છે જ ત્રીજી નૈતિક ભૂમિકા એથી સૂક્ષ્મતર છે એનુ માપ કાઢવુ અશક્ય નહિ તો પણ મુશ્કેલ છે ચોથી આધ્યાત્મિક ભૂમિકા તો અત્યત સૂક્ષ્મ છે તેનુ આકલન અત્યત અઘરૂ છે ને સામાન્ય માણસને માટે અશક્ય જેવુ છે તેના વિકાસનો ક્રમ પણ અત્યત સૂક્ષ્મ હોય છે આ રીતે સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ આપણે જઇએ છીએ વિદ્યાર્થી સાથે સબધમા આવતા આપણે દરેક ભૂમિકા ઉપર પોતાની શક્તિનો બરાબર ખ્યાલ રાખીને જ કામ કરવુ જોઇએ વિદ્યાર્થીની શારીરિક ભૂમિકા ઉપર આપણે તેનો વિકાસ સાધવા ઇચ્છીએ ત્યારે આપણાં નિયમનોનુ પરિણામ શુ આવશે તેનો વિચાર કરવો જોઇએ ખરો, પણ તેમા કાંઇ પણ જાતની ત્રુટિઓ પે । થાય તો હું ઝાઝી ચિંતા નહિ કરૂં, કારણ કે શારીરિક ત્રુટિ એટલા સ્થૂળ સ્વરૂપની

હશે કે તેનાથી ભડકવાની જરૂર ન હોય મૌદ્ધિક ભૂમિકા ઉપર કોઈ પણ ગ્રંથિ બંધાય તો વધારે અનિષ્ટ છે, છતા તેનાથી પણ હુ ભડકું નહિ; કેટલીક ગ્રંથિઓ બુદ્ધિની સપાટી ઉપરથી જ પસાર થઈ જાય છે અને તેમા વિદ્યાર્થીને પણ ઝાઝું નુકસાન થતુ નથી પણ જ્યારે આપણે નૈતિક ભૂમિકા ઉપર પ્રવેશીએ ત્યારે ચેતવાની જરૂર છે ત્યા તો આપણાથી કોઇ પણ ગ્રંથિઓ ઉત્પન્ન ન જ કરી શકાય, કારણ કે નૈતિક જીવન મનુષ્યના જીવનનો સાર છે તેમા જ આપણા કર્મોથી ગ્રંથિઓ ઉત્પન્ન થાય તો આપણે અપરાધી થવાના. નૈતિક જીવનમા કોઇ પણ દબાણ ન મૂકાય, કારણ કે પરાણે મૂકાયેલા એવા દબાણથી જો વિદ્યાર્થીને મનમા એને વિષેનો અણગમો ઉત્પન્ન થાય તો તેથી વિદ્યાર્થીને તેમ જ સમાજને કાયમી નુકસાન થવાનો ઘણો સભવ છે. તે નુકસાનને માટે આપણે જ જવાબદાર ગણાશુ. શારીરિક બાબતમા કોઇને શારીરિક મજૂરીનો અણગમો હોય (અને વિદ્યાર્થીને મોટે ભાગે તે અણગમો શારીરિક જ હોય છે) તો હુ તેના ઉપર શારીરિક મજૂરીની ફરજ પાડુ પણ ખરો. વિદ્યાર્થીનો શારીરિક મજૂરીનો અણગમો મોટે ભાગે આળસને અંગે હોય છે, એની

પાસે પરાણે મજૂરી કરાવીએ તો પણ થોડા વખ તમા અભ્યાસને લીધે તેને તે વસ્તુ ગમવા લાગશે અને આ રીતે તે તેને સ્વીકારી લેશે બૌદ્ધિક બાબ તમા પણ કોઇ પણ આળસને લીધે જ બૌદ્ધિક પ્રવૃત્તિની સામે વિદ્યાર્થીના મનમા ગ્રંથિ હોય છે તેવે વખતે તેના ઉપર કેન્જ નાખી અમુક બૌ દ્ધિક પાઠ હુ કરાવુ તેમા વિશેષ નુકસાન નથી દેખતો પણ નૈતિક ક્ષેત્ર તો જીવનનુ અસત સૂક્ષ્મ અને મહત્ત્વનુ ક્ષેત્ર છે તેમા તો વિદ્યાર્થીના જીવનની સજીવની ઘડાવાની છે તેમા જો ગ્રંથિ ઉત્પન્ન થાય તો તેનુ જીવન જ ચૂસી લીધા બરા બર થાય કોઇ પણ વિદ્યાર્થી પાસે નીતિના કોઈ પણ સિદ્ધાતો હુ પરાણે સ્વીકરાવુ તો દોષી બનુ તે વિદ્યાર્થીનો શત્રુ બનુ કોઇ પણ વિદ્યાર્થી પાસે પરાણે આજન્મ બ્રહ્મચર્યનો આદર્શ હુ ન જ સ્વીકારાવુ, પછી ભલે હુ તેમા સોયે સો ટકા માનતો હોઉ, અને તે આદર્શ સૌથી ઉચો પણ હોય ! આમ આદર્શો સ્વીકારાતા નથી આવી બાબતોમાં કરેલુ દબાણ માણસને ઉધો ફેકી દે છે એક શાસ્ત્રીજીની વાત છે આખા જીવન સુધી ધાર્મિક જીવનની બાબતમા પોતાની ઉપર એમણે ખૂબ દબાણ ચલાવ્યુ અમુકની સાથે ન ખાવુ, અમુક

ન પહેરવું, અમુકને ન અડવું વગેરે. આમ પોતાની સામે થઇને કરેલા દબાણની પ્રતિક્રિયા શાસ્ત્રીજીની દુર્બળ અવસ્થામાં થઈ. તેઓ માંદા પડ્યા ત્યારે અનેક અભક્ષ્ય પદાર્થો ખાવાની, અને અનેક પર-દેશી દેશનો કરવાની ઇચ્છા એમને થઇ, જેનો સંયમ તેઓ ન કરી શક્યા સ્વેચ્છાએ મૂકેલા દબાણની આ સ્થિતિ થઇ તો પછી મારે મારા વિદ્યાર્થીઓ ઉપર આ જાતનું દબાણ મૂકતાં પહેલાં કેટલો વિચાર કરવો જોઇએ ? એમાં તો પૂર્ણ વિચારથી

કરૂ અને તેનાથી વિદ્યાર્થીમાં ગ્રંથિઓ ઉત્પન્ન થાય તો ? કોઇ પણ વિદ્યાર્થીને આધ્યાત્મિક બાબતમાં નુકસાન ન પહોંચે એનું આપણે ધ્યાન રાખવું ઘટે એટલે એને માટે એક જ નિયમ મે મારે માટે ગણ્યો છે "આધ્યાત્મિક ક્ષેત્રમાં દબાણ જેવી વસ્તુને સ્થાન જ નથી" અને હું માનું છું કે બધા સામાન્ય શિક્ષકોને માટે એ જ નિયમ હોઇ શકે

અત્યાર સુધી તો ફરજનું સામાન્ય વિવરણ કર્યું પણ પ્રત્યક્ષ વ્યવહારમા એનો ઉકેલ શી રીતે આવશે તે સવાલ તદ્દન સ્વતંત્ર છે, કારણ

ને બીજાને તે બાબતમા પૂર્ણ સ્વતત્રતા આપુ, તે વાત મારા અવલોકન ઉપર આધાર રાખે છે ડૉક્ટર જેમ જુદા જુદા દરદીઓને જુદી જુદી રીતે ઔષધયોજના કરી આપે છે, તેમ શિક્ષક પણ જુદા જુદા વિદ્યાર્થીઓ માટે જુદા જુદા પગલા લેવાના છે જેનો જેવો અધિકાર તેવા તે પગલા લે પ્રેમસરિતામા દબાણુનો ડખ ભાગી જાય અને દબાણુ દબાણુ જ ન રહે તેવો પ્રેમ આપણી પાસે નથી ત્ના કોઇ પણ નિયમન મૂકવામા આપણે સભાળ રાખવી જોઈએ રખેને કોઇ નૈતિક ગ્રથિ ઉત્પન્ન થાય તો આપણે માર્યા જવાના આપણો ઉદ્દેશ એક કોરે રહી જવાનો અને ઉલટુ આપણે વિદ્યાર્થીને નુક્સાન પહોચાડવાના કોઇ વિદ્યાર્થીના મનમાં આપણા તરફ સદ્ભાવ અને પ્રેમ હોય તો જ આપણે એના ઉપર દબાણુ મૂકી શકીએ, અને તે પણ તેની નબળાઇઓ જીતી તેને એક જાતનો ધક્કો આપવા માટે આજે તો નિશાળ, માબાપ શિક્ષક બધાની સામે વિદ્યાર્થીઓના મનમા ગ્રથિઓ દેખીએ છીએ નિશાળ બાળી નાખનાર અને શિક્ષકનુ ખૂન કરનાર વિદ્યાર્થીના દાખલા આપણે જાણીએ છીએ એનુ કારણ અધિકાર અને વિચાર વગર કરેલુ દબાણુ હોઈ શકે

આટલું હું કહી ગયો પરંતુ તેથી કોઇએ ગ્રંથિઓથી ડરવાની જરૂર નથી આપણે કારણભૂત હોઇએ કે ન હોઇએ, ગ્રંથિઓ તો આવવાની જ. આપણે એટલું જ જોવાનું કે બનતાં સુધી આપણે લીધે આવી ગ્રંથિઓ નિર્માણ ન થાય, પણ ગ્રંથિઓથી ડરીને આપણે વિદ્યાર્થીની બાબતમાં કોઇ પગલા જ લેતા અટકી જઇએ તો તો બધું જ ખલાસ! તો પછી શિક્ષક તરીકે આપણને અહીં રહેવાનો જ અધિકાર નથી આપણે સંપૂર્ણ સાવધાનીથી અને વિચારપૂર્વક તેમ જ પ્રેમથી પગલા લઇએ; પછી તેમાંથી કોઇ વાર અથવા અનેક વાર ગ્રંથિઓ નિર્માણ થાય તો બ્હીવાની જરૂર નથી વિદ્યાર્થી સચેતન, આત્મવાન છે; તેનામાં આવી ગ્રંથિઓ સામે લડવાની શક્તિ ઇશ્વરે આપેલી છે તે તેની સામે લડશે અને તેમાથી ઉભો થશે, કારણ કે તેનો આત્મા હમેશા વિકાસનો જ ભૂખ્યો હોય છે.



## ગઇ કાલનો

ગઇ કાલની માધ્યમિક શાળાના કોઇ પણ વર્ગમા પ્રવેશ કરતા આપણી નજર પહેલવહેલી જ વર્ગના શિક્ષક ઉપર પડે છે

### વર્ગશિક્ષક

આ શિક્ષક કોણ છે?

કૉલેજમા એકાદ બે વખત નાપાસ થઇ પોતાની કેળવણીને અધૂરી મૂકી દુનિયામા જીવન નિર્વાહ માટે ફાંફા મારતો કોઇ એક અન્ડર ગ્રેજ્યુએટ, અથવા તો કોઇ પણ જાતના સ્પષ્ટ હેતુ વિના પોતાનુ શિક્ષણનાવ ગમે તેમ ઘસડી જઇ પરીક્ષાઓમા પાસ નાપાસ થતા થતા આખરે નીચોવાઇ ગયેલો ગ્રેજ્યુએટ કૉલેજની કેળવણી છોડ્યા પછી સત્ત્વહીન થયેલા આજના યુવાનો નિર્વાહના સાધનો શોધવા નીકળે ત્યારે પહેલવહેલા તો તેઓ શિક્ષણના ધંધાને ઉવેખતા જ હોય છે 'ભૂખે મરૂ તો ભલે' અથવા તો 'ઓછા પગારની નોકરી સ્વીકારૂ તે હા' અથવા તો 'મજૂરી કરી પેટ ભરૂ પરતુ પતુજીનો ધધો કદી ન સ્વીકારૂં' તેવા શિક્ષકના ધંધાની સામે તિરસ્કાર દર્શાવતાં

ચાકયો કૉલેજમાંથી બહાર પડેલો યુવાન બોલતો સર્વ કોઇને ડગલે ને પગલે સભળાય છે. કેળવણીની પ્રાણચૂસક ઘરેડમાંથી બચી ગયેલ આવા યુવાનની પાસે વેપારીના ભચરડામાં પડવા માટે નથી હોતુ શરીર, નથી હોતું મનોબળ કે નથી હોતી બુદ્ધિ. કયાંયે પત્તો ન લાગે, ચારે કોરથી નિરાશાના સૂર સંભળાય, પેટ તો રોજનો રોટલો માગતું જ હોય, તેવે વખતે પણ શિક્ષણના ધંધાને ગાળો દેતો આવો જુવાન આખરે શિક્ષણના ધંધાને "માત્ર પગથિયા તરીકે (stepping stone) છે" તેવી રીતે મન મનાવતો સ્વીકારે છે. તેણે મનમા ચોક્કસ કર્યું હોય છે કે થોડા વખતને માટે આ ધંધામાથી ઉદરનિર્વાહ કરી લઇને તુરત જ કોઇ ગૌરવવતા ધંધાની પાછળ

જાહેરાતો પ્રથમ પ્રથમ તો તે છોડી દે છે, અને કોઇ વેપારીની પેઢીમાં કારકુનગીરીની જાહેરાત માટે આંખ ફાંફાં માર્યા કરે છે. આવે વખતે પણ આવો શિક્ષક આત્મવંચનાથી નિરાળો નથી રહી શકતો. ' જોઇએ છીએ 'નાં કોલમોમાંથી કોઇ શાળામાં જોઇતા શિક્ષકની જાહેરાત ઇચ્છાએ કે અનિચ્છાએ તેનાથી વાંચી જવાય છે, અને પોતે જ્યા કામ કરતો હોય તેના કરતાં વધારે પગારની આશા હોય તો જાહેરાતવાળી શાળાનાં ઠામઠેકાણું નોંધપોથીમાં નોંધાઇ જાય છે.

છ છ મહિના સુધી આ રીતે પોતે સ્વીકારેલા ધંધાને બેવફાદાર રહેતો રહેતો આવો શિક્ષક આખરે પોતાને સ્થિર થવું જ પડશે તેમ માનવા લાગે છે, અને પછી પોતાને કરવાના કામ તરફ નજર નાખતાં શીખે છે. તિરસ્કાર સેવતો સેવતો અસ્થિરતામાંથી સ્થિરતાને વળગવાના વિચારો કરતો આવો શિક્ષક તે જ વખતે સમજે છે કે પોતાને શીખવવાના વિષયોમા હજી તો પોતાને જ ઘણું શીખવાનું બાકી રહી ગયેલું છે. પણ આવું આત્મભાન જાગૃત થવાથી તેનામાં કર્તવ્યબુદ્ધિ ઉભી થતી હશે તેમ માનવાનું કશું જ કારણ નથી. વિષય આવડે યા ન આવડે, પણ જે દિવસે

અને જેટલી મિનિટમાં પોતાનો જે વિષયભાગ ભણાવવાનો હોય છે તે મને-કમને એક ભણતા વિદ્યાર્થીની માફક તૈયાર કરી લઇ પોતાના વર્ગ પાસે પોતે ફેરી આવે છે. આવી પરિસ્થિતિમાં પણ તેની માન્યતા એ જ રહ્યા કરે છે કે પોતાની સમક્ષ બેઠેલા વિદ્યાર્થીઓ કેવળ જડ છે અને પોતે જ મહા જ્ઞાનવાન પંડિત છે. પોતાના વિષય પરત્વે આવું ઘમંડ સેવનો આ શિક્ષક શિક્ષણ-પદ્ધતિનો વિચાર કરતો હશે એવો ખ્યાલ પણ કોઇએ ન બાંધવો. રૂઆબથી વર્ગમાં જવું, બની શકે તેટલા મોટા ઘાંટાથી બોલવું, શિસ્ત પળાવવા આંખો તાણવી અથવા તો 'શાંતિ, શાંતિ!' (silence, silen_e) ના પોકાર કરવા, અને પોતાને જે શીખવવાનું છે એમ તે માનતો હોય

સેનાનો સેનાપતિ હોય તેવી રીતે કોઈની કશી પણ ગણના કર્યા સિવાય પોતે જ નક્કી કરેલા અને માની લીધેલા શિક્ષણના ધોરી માર્ગ ઉપર આંખો મીંચીને પોતાની સવારી ચલાવ્યે જાય છે. પોતાની નજર આગળ બેઠેલા ચાળીશ પચાસ નિર્દોષ વિદ્યાર્થીઓ આવા શિક્ષકને મન કાં તો કેવળ ઘેટાંઓ હોય છે, અને કાં તો ભયંકર ગુન્હેગારો હોય છે. આવા શિક્ષકનું શિક્ષણકાર્ય પોતાના ભભકાદાર પોશાક વડે વિદ્યાર્થીઓ ઉપર અસર પાડવામાં, પોતાની વાણીનો અજ્ઞાન વિદ્યાર્થીઓના સમૂહ ઉપર પ્રભાવ પાડવામાં, અને તેમની સરખામણીમાં પોતાને મહા તેજસ્વી દેખાતી પોતાની બુદ્ધિની છાપ પાડવામાં જ પરિસમાપ્ત થતું હોય છે.

ગયેલો દેખાય છે; હાથપગના સાધાઓ ટટાર રહે-વાની ના પાડતા હોય છે; થોડા શ્રમે પરસેવે રેમઝેબા થઇ જતો હોય છે, અને બોલવાની વખતે જાણે કે ઉંડા પાતાળમાંથી અવાજ આવતો હોય એવો કંઠ સંભળાતો હોય છે. માધ્યમિક શાળાના જુવાન વિદ્યાર્થીમાં જે શારીરિક ચેતનની આશા આપણને સ્વાભાવિક રીતે હોય તે ચેતનનો એક પણ તણખો આ વિદ્યાર્થીમાંથી ઝરતો આપણને માલૂમ પડતો હોતો નથી. બાપદાદાના વારસામાંથી લઇ આવેલા અથવા તો નાનપણમાં ઘર કે પ્રાથમિક શાળામાંથી ભાગી જઇને, અને રખડપટ્ટીઓ કરીને કંઇક અંશે પ્રાપ્ત કરેલા સુંદર શરીરની એકાદ ચિનગારી કોઇ સ્વાભાવ્યા વિદ્યાર્થીમાં નજર આવે છે, તો તે પણ શાળાની તેમ જ શાળાના વર્ગની અનારોગ્ય પરિસ્થિતિ મોઢું ફાડીને ગળી જવા તૈયાર જ હોય છે. આવા નિર્માલ્ય શરીરોવાળા વિદ્યાર્થીનું ટોળું ઉપરોક્ત સત્તાધારી શિક્ષકની સામે બેઠું હોય છે, તે વખતે કોઇએક ક્રૂર કસાઇના વાડામાં થોડા દિવસના મહેમાન થઇને આવી વસેલા ઘેટાંઓના ટોળા સમાન દેખાય છે

બુદ્ધિની દૃષ્ટિથી નિહાળતાં આ વિદ્યાર્થીમાં જોનારને મોટે ભાગે દેવાળું જ માલૂમ પડે છે.

મૂળે જ શિક્ષણનો ક્રમ બુદ્ધિને વિકસાવવાને બદલે કુંઠિત કરે તેવી રીતે ગોઠવાયેલો હોય છે; તેમાં શિક્ષકના આધિપત્ય અને મતાગ્રહ ભળે છે; અને એવા મતાગ્રહને ઉપર ઉપરથી વશ વર્તવાનો ડોળ કરતો છતા અંદરથી સખતમાં સખત વિરોધ કરતો જનો વિદ્યાર્થી પોતાની બુદ્ધિને સ્વપ્રયાસથી વિકસાવવાની તક કે ઇચ્છા સંપાદન કરી શકતો નથી. બુદ્ધિ ખીલવવાની આશાથી જે જે વિષયો તેને શીખવવામાં આવતા હોય છે તે તે વિષયોનો અભ્યાસ પણ વિદ્યાર્થી તો માત્ર માર્ક મેળવવા માટે, નંબર મેળવવા માટે, ઇનામો કે સ્કોલરશિપો મેળવવા માટે તેમ જ પરીક્ષાઓ પસાર કરવા માટે કરતો હોય છે તેથી આ બધા ઉત્તેજનો જે ઘડીએ દૂર થાય છે તે ઘડીએ જ તેની બુદ્ધિની તિજોરી ખાલીખમ થઇ પડે છે. આવા વિષયોના શિક્ષણને પરિણામે બુદ્ધિની ખીલવટના જે થોડા ઘણા અવશેષો એરણના ઘામાથી બચી ગયા હોય છે તે પણ વિદ્યાર્થીના સાક્ષાત્ જીવનવ્યવહારથી એટલા બધા અલિપ્ત અને દુમેળ હોય છે કે અંતે દિવસે વગર વપરાશે કટાઇ જઇ વિદ્યાર્થીની બુદ્ધિને ભાર રૂપ થઇ પડે છે બુદ્ધિના વિષયોના અભ્યાસના પરિણામે જે સામાજિક તાલીમ વિદ્યાર્થીને મળવી

જોઈએ તેમાં પણ અહીં તો શૂન્ય જ હોય છે કારણ કે નથી આ વર્ગમાં સાચા અર્થમાં સમૂહગત પ્રવૃત્તિઓ ચલાવવામાં આવતી કે નથી વિદ્યાર્થીના વ્યક્તિત્વને વિકસવાનો અવકાશ આપવામાં આવતો હોતો આથી ગઇ કાલની માધ્યમિક શાળાઓથી ભાગ્યે જ કોઇ મહાન વિભૂતિ જન્મી શકી છે કે જે પોતાના કેવળ વ્યક્તિત્વના પ્રભાવે સમાજને પોતાની પાછળ દોરી શકે, અથવા તો ભાગ્યે જ એવી સમૂહગત પ્રવૃત્તિઓ જન્મી છે કે જેનાં સંગઠિત કાર્યોના પ્રભાવે ભલભલી પ્રજાઓને

બર છે તેથી બુદ્ધિના પ્રદેશ દ્વારા લાગણીઓની ખિલવણીનો વિચાર કરવાપણુ રહેતુ નથી શાળા એ એક નાનકડા કુટુબ જેવી સસ્થા છે, તેમ જ ત્યા અનેકવિધ સામાજિક વ્યાપારોની ખિલવણીને સુદર અવકાશ હોય છે, અર્થાત્ તેવી પ્રવૃત્તિઓ દ્વારા જ લાગણીઓની કેળવણીને માધ્યમિક શાળામા કઇ પણ અવકાશ હોય તો હોઇ શકે વિદ્યાર્થિઓના નાના નાના મડળો ઉભા કરી તેમને સ્વતત્ર ને જવાબદારી ભરેલુ જીવન જીવવાની તાલીમ આપવી, એ જ મડળો દ્વારા નેતાઓને તૈયાર કરવા એ જ મડળો દ્વારા શાળાની બહારની દુનિયાના સસર્ગમા આવવુ, એ જ મડળો દ્વારા સામાજિક સેવાના માર્ગે પગલા માડવા અને એ જ મડળો દ્વારા કેવળ બુદ્ધિને પાછળ પાડી દઇ હૃદયની પ્રવૃત્તિઓને ક્યારેક ક્યારેક મોખરે લાવી મૂકવી, વગેરે કાર્યો દ્વારા માધ્યમિક શાળા અને એ શાળાનો શિક્ષક વિદ્યાર્થીઓને હૃદયની કેળવણી આપવાના પ્રયત્નો કરી શકે છે આવી પ્રવૃત્તિમા શિક્ષકનુ પોતાનુ વ્યક્તિત્વ સમગ્ર શાળાનુ બધારણ તથા શાળાનુ વ્યક્તિત્વ અને આખી શાળાનો બહારના જગત સાથેનો સબધ એ બધી બાબતોને આપણે ઘડીભર દૂર રાખીએ તોયે વિદ્યા

થોની વ્યક્તિ અને વિદ્યાર્થીના સમૂહો એ એવા વળો ધરાવતા હોય છે કે જેમની આડે ન આવતા તેમને પોતાને જ માર્ગે પ્રયાણ કરવા દેવાની જો છૂટ આપવામાં આવે તો કોઈની પણ દરમિયાનગીરી સિવાય તે વ્યક્તિગત અને સમૂહગત લાગણીઓને સુંદર સ્વરૂપમાં ખીલવી શકે પરંતુ અભ્યાસક્રમની ચોક્કસ બેડીથી જકડાયેલ માધ્યમિક શાળા અને તેનો શિક્ષક, આવી કોઈ પણ જાતની ઈતર પ્રવૃત્તિને અવકાશ આપી શકતો નથી, તેથી લાગણીઓની કેળવણીનો પ્રશ્ન પણ અણઉકલ્યો જ રહે છે

શિક્ષણની પદ્ધતિઓ માની લેવામા આવતી જે કઇ શીખવાનુ છે તે વિદ્યાર્થીએ શીખવાનું છે, અને શિક્ષક પોતે તો તેમા એક વડીલ તરીકેનો તેમ જ સહાયક તરીકેનો જ પાઠ ભજવે છે તે વસ્તુસ્થિતિ તદ્દન વિસારી મૂકવામા આવતી એક મોટા સમૂહમાં દશકોની સખ્યામા એકઠા થયેલા વિદ્યાર્થીઓને છૂટી છૂટી રીતે નિહાળતા તેમનુ પોતાનુ વિશિષ્ટ વ્યક્તિત્વ પણ છે તે વાતની ગંધ સરખી પણ શિક્ષકના મનમાં નહોતી જ્યા સમૂહગત શિક્ષણપદ્ધતિઓને પણ અવકાશ ન હોય ત્યા પછી વ્યક્તિગત શિક્ષણપદ્ધતિની તો વાત જ શી

રસ ન પડે તો, વિદ્યાર્થીએ ભવિષ્યમા નીરસ એવા ઘણા કાર્યો કરવાના હશે માટે તેણે આજથી જ નીરસ બાબતોમા રસ લેતા થવાની તાલીમ લેવી જોઇએ, એ ગઇ કાલના માધ્યમિક શાળાના શિક્ષકની શિક્ષણપદ્ધતિનુ એક મોટુ સૂત્ર હતુ વર્ગમા જે કઇ શીખવવામા આવે તે બધુ વિદ્યાર્થીએ ધ્યાનપૂર્વક સાભળવુ જ જોઇએ અને જો તેમ ન કરી શકે તો તે ગુન્હેગાર છે એમ માનવામા આવતુ જુવાનીના જોશમા જો કોઇ પણ વિદ્યાર્થી તેને સુપ્રત કરવામા આવેલા કામમાં ગાફેલ રહે અથવા તો નાની એવી ભૂલ કરે તો તેને અનીતિમય કૃત્ય માનવામા આવતુ, અને એવા અનીતિમય કૃત્યમાથી તેને બચાવવા માટે શારીરિક શિક્ષા એ જ એક બળવાનમા બળવાન સાધન છે એમ ભાર દઇને માનવામા આવતુ શિક્ષક શીખવવા બેસે ત્યારે તેની સામે ગોઠવાયેલા વિદ્યાર્થીઓની શક્તિઓ, તેમની ઉંમર, તેમની બુદ્ધિ, તેમની ગ્રહણધારણ શક્તિ, વગેરે જાણે કે શીખવનાર શિક્ષકની જેટલી જ કક્ષાના હોય તેમ માનવામાં આવતુ, અને તેથી જેટલુ જેટલુ શિક્ષક પોતે સમજી શકે, ગ્રહણ કરી શકે અને પચાવી શકે તેટલુ તેટલુ બધુ જ વિદ્યાર્થીએ પણ સ્વીકારવુ

જોઇએ, ગ્રહણ કરવું જોઇએ તે પચાવવું જોઇએ એવી માન્યતા શિક્ષણકાર્યની પાછળ છુપાયેલી રહેલી આટલું હોવા છતાય પણ વર્ષને અંતે શિક્ષક અને વિદ્યાર્થીએ કરેલી મહેનતના ફળ રૂપે સોમાથી સિત્તેર ટકા બાદ કરીને ત્રીશ ટકા જેટલું પણ ભણતરનું પરિણામ બતાવવામા આવે તો શિક્ષક તેમા પોતાની શિક્ષણપદ્ધતિની પ્રતિકર્તવ્યતા માનતો આમ ગઇ કાલની માધ્યમિક શાળામા સાચી શિક્ષણપદ્ધતિ જેવુ કશુ જ નહોતુ અને છતા શિક્ષણપદ્ધતિના ભ્રમ નીચે શિક્ષકનો મતાગ્રહ પોષાતો, અભ્યાસક્રમની બેડી વધારે સર્જ્ડ બનતી અને વિદ્યાર્થીના મનમા માર્ક, ઇનામ કે પરીક્ષાને ધોરણે શિક્ષકની શિક્ષણપદ્ધતિનુ માપ બંધાતુ

### મકાન અને ઉપસ્કર

એ વર્ગમા બે ચાર કલાકની જરા નવરાશ લઇને બેસીએ, એટલે પછી આપણી નજર આગળ વર્ગનો ઓરડો, વર્ગના ઓરડાનુ સમગ્ર શાળામા આવેલુ સ્થાન, વર્ગમા ગોઠવવામા આવેલુ ઉપસ્કર વર્ગની આરોગ્યસ્થિતિ એ બધુ આપણી સમક્ષ ધીમે ધીમે સ્પષ્ટ થતુ આવે છે ગમે તેવુ મોટુ આલેશાન મકાન હોય તો પણ તે મકાનને કેળવણીની દૃષ્ટિએ બાંધવામાં આવ્યુ હોય

તેવા દાખલા ભાગ્યે જ જોવામાં આવે છે. યૂરોપ ઇત્યાદિ સુધરેલા દેશોમા ગઇ કાલની શાળાનાં મકાનોને જમીનદોસ્ત કરીને નવીન દૃષ્ટિએ તેમની રચના કરવામા આવે છે, ત્યારે આપણે ત્યાં ગઇ કાલને જાણે કે સનાતન રાખવી હોય તેમ મકાન ઉપર સમારકામ કરીને તેને વધારે ચિરસ્થાયી કરવાના પ્રયત્નો થયા કરે છે કેળવણી લેતા વિદ્યાર્થીના શરીરને, મનને અને આત્માને શાળાના મકાનના આરોગ્યની સાથે ઘણો નિકટનો સમધ છે, તે વસ્તુ પૂરેપૂરી સમજાઇ હોતી નથી. આ સત્યને નજર આગળ રાખીને ગમે તેવા આલેશાન મકાનો પણ કેળવણીની દૃષ્ટિએ બધમેસતા બનાવવાની આવશ્યકતા સ્વીકારવામા આવેલી હોતી નથી શાળાના દરેકેદરેક વર્ગનો ઓરડો એવી રીતે બાધવામા આવ્યો હોય કે જેને પરિણામે તેમા ચાલી રહેલુ કામ આસપાસના બીજા કામથી જરા પણ ખલેલ ન પામે, તેવુ અહી નથી. અહી તો એક વર્ગમા ચાલતુ કામ બીજા વર્ગમા ચાલતા કામને ભારે મોટી અડચણમા મૂકી દે છે. અને એ બેવડાયા કરતો કોલાહલ શિક્ષણના કાર્યમા જરૂરી એવી શાતિને ક્યાયે અવકાશ રહેવા દેતો નથી કેવળ વર્ગના જ ઓરડાની વાત શા માટે

કરવી ? આખી શાળાના મકાનની રચના જ એવી જાતની હોય છે કે જેથી પાસેપાસેના અનેક ઓરડાઓ એકબીજા ઉપર જાણે કે આક્રમણ કરી રહ્યા હોય તેવુ દશ્ય ખડું કરે. આવી પરિસ્થિતિમાં શાળાના કોઇ પણ વર્ગનું કામ અશકય નહિ તો મુશ્કેલીભર્યું જરૂર થઈ પડવાનું. વર્ગના ઓરડાના રૂપરંગનો વિચાર એક બાજુ પર રાખીએ તોયે તેની બાંધણી, તેમાં મૂકવામા આવેલાં બારીબારણા અને અજવાળિયા, એ બધાની દષ્ટિથી એ ઓરડો વિદ્યાર્થીના આરોગ્યને હાનિકારક નીવડે એવો હોય છે શાળાના સંચાલકો આ પરિસ્થિતિથી જાણે કે જરાયે વાસ્યા ન હોય તેવી રીતે જે ઓરડાની તાકાત વીશ વિદ્યાર્થીઓને સંઘરવાની હોય છે તે ઓરડામાં પચીશ કે ત્રીશ વિદ્યાર્થીઓને સંઘરે છે, અને પછી છેક જ અલ્પ હવાવાળા આ ઓરડામા વિદ્યાર્થીઓના શ્વાસોચ્છ્વાસની ઝેરી હવાનો શાળાના સમય દરમિયાન ઠીક જમાવ થાય છે આ ઝેરી હવા નિરોગી વિદ્યાર્થીને પણ રોગી બનાવી મૂકે છે. નાની એવી જગ્યામા પ્રમાણ કરતાં વધારે મૂકવામા આવેલા વિદ્યાર્થીઓની અદર વર્ગનું ઉપરકર ઉમેરાય છે; અને એ ઉપરકર જ વર્ગને અત્યંત અસ્વચ્છ બનાવ-

વાનુ એક મહાન સાધન થઇ પડે છે વર્ગની પાટલીઓ અને વર્ગના બાકડાઓની રચના તથા ગોઠવણ એવા પ્રકારના હોય છે કે જેમા વિદ્યાર્થીઓના હાથપગ અકડાઇ જાય, તેમ જ કડ કોકડુ વળી જાય! ઓછામા પૂરૂ તેમા પછી ગરદી જામે છે, અને વર્ગનો કે જેટલો ભાગ શિક્ષકના ટેબલ ખુરશી રોકે છે એટલે આખા વર્ગની શારીરિક સ્થિતિ અત્યત દયાજનક થઇ પડેલી હોય છે. આ સ્થિતિ વિદ્યાર્થીઓના શરીરને અત્યત વિઘાતક છે, તેની સાથે જ તેમના માનસિક વિકાસને પણ વિઘાતક છે અભ્યાસ કરતી વખતે જે સ્વસ્થતા માણસને જગ્યાની મોકળાશથી મળે છે તે સ્વસ્થતાનો અહીં છેક જ અભાવ દેખાય છે. આટલાથી જાણે કે પૂરૂ ન થતુ હોય તેમ વર્ગમા કાળા પાટિયાની ગોઠવણ એવી રીતે કરવામા આવી હોય છે કે જેને પરિણામે વિદ્યાર્થીઓની આખને જલદી નુકસાન પહોચે માધ્યમિક શાળાના ત્રીજા ચોથા ધોરણમા અભ્યાસ કરતા તદુરસ્ત વિદ્યાર્થીઓની આખો સેકડે સિત્તેર ટકા જેટલી સાતમા ધોરણમા આવતાની સાથે જ બગડે છે તે આપણા સહુ કોઇનો અનુભવ છે આ આખો બગડવામા અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો

અને સમયપત્રક જેટલાં કારણભૂત છે, તેટલું જ કારણભૂત વર્ગનું આ કાળું પાટિયું છે વર્ગનો આ ઉપરકર, તેની રચના અને તેની ગોઠવણ વિદ્યાર્થીના શરીરને હાનિ પહોંચાડનારાં છે એટલેથી જ નથી અટકતું, પરંતુ વિદ્યાર્થીની બુદ્ધિને પરિમિત કરે છે, મનને કુંઠિત કરે છે અને હૃદયને કઠોર કરે છે માધ્યમિક શાળાના આવા વર્ગમાં ઉપર જણાવેલી રીતે ગોઠવાઈ બેઠેલા વિદ્યાર્થીઓ અંદર અંદરના તોફાન તથા મસ્તીને પરિણામે બુદ્ધિના કાર્યને કેટલું અવરાણે છે તે આપણાથી અજાણ્યું નથી માનસિક વિકાસને માટે જે મગવડ વિદ્યાર્થીને જોઈએ તેનો પણ અભાવ હોવાથી તે પણ અટકે છે, અને જુવાન શરીરો એકબીજાની છેક જ નજીક આવવાને પરિણામે જે નાના નાના તોફાનમસ્તી તથા મનદુઃખના બનાવો દિવસમાં સેંકડો બન્યા કરતા હોય છે તે વિદ્યાર્થીના હૃદયવિકાસમાં ભારે મોટી આડખીલી રૂપ હોય છે આમ ગઈ કાલની માધ્યમિક શાળાનો વર્ગ વિદ્યાર્થીના શરીર, મન અને હૃદયના વિકાસને અપકારક થઈ પડ્યો હોય છે

## આવતી કાલનો વર્ગ

### વર્ગશિક્ષક

ગઇ કાલની માધ્યમિક શાળાના વર્ગનો શિક્ષક આપણે જોઇ ગયા, હવે આવતી કાલનો માધ્યમિક શાળાનો શિક્ષક જરા જોઇએ પોતાની આસપાસ અજ્ઞાન રૂપી અધકાર છવાયેલો જોઇને અથવા તો શિક્ષણના ક્ષેત્રમા અશાસ્ત્રીયતાનો દાવાનળ સળગેલો જોઇને અથવા તો તાજા ઉઘડેલા ફૂલ જેવા બાળકોને છૂદાઇ જતા દેખીને, અથવા તો જીવનના સબરસ સમી જુવાનીને વેડફાઇ જતી જોઇને જેનુ અતર દ્રવી ઉઠયુ હોય છે તે માણસ બીજો કોઇ પણ ધધો સ્વીકારવાને બદલે શિક્ષકનો ધધો સ્વીકારશે ઇશ્વિરે આપેલા પોતાના જીવનનુ સાફલ્ય સાધવા માટે તેમ જ અતરમા પ્રગટેલા સેવાના દીપને હમેશા સળગતો રાખવા માટે વિચારી મનુષ્ય પોતાના જીવનવ્યવસાય તરીકે બીજા કોઇ પણ માર્ગને પસદ કરવાને બદલે શિક્ષણનો માર્ગ વધારે પસદ કરશે આવતી કાલના શિક્ષકે કદાચ આપલુક્રિયા કરીને શિક્ષણના ધધામા જ ઝપલાવ્યુ હશે, પરતુ તે શિક્ષકના ધધાને એક પગથિયા તરીકે ગણીને નહિ જ અતરની ધગશ પારખવા માટે-અતરની અભિલાષાને કસોટીએ ચડાવવા માટે

તે માણસ શિક્ષણના ધંધામાં પડ્યો હશે, અને એ પ્રયત્નમાંથી અથવા તો તે નોકરીમાંથી નિષ્ફળ નીવડે તો તેમાંથી ખસી જતાં જરાયે આંચકો લાગશે નહિ બલ્કે તેને આનંદ થશે. શિક્ષણના ધંધાને આવો શિક્ષક અત્યંત પવિત્ર ગણતો હશે. અને તેથી જ વિદ્યાર્થીને શીખવવાનું કાર્ય એ એને મન સાધના જેટલું પવિત્ર કાર્ય હશે, તથા શિક્ષકના ધંધા જેવા પવિત્ર ધંધાને તે સાધના જેટલો પવિત્ર ગણતો હશે. તેના મનમાં આવા પ્રકારની સાધના અને સાધ્યની ભાવના હોવાથી અધિકારનો મદ જન્મવાને બદલે એક સાધક મનુષ્યની નમ્રતા તેનામાં ઉદય પામશે, અને તેથી જ પોતાની પાસે અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓને તે પોતાના હેવાયિયા અથવા તો ગુલામો અથવા નિર્માલ્ય ઢોરગાઓ અથવા તો પ્રાણીઓ તેમ હાથનાં ઘેટાંઓ ગણવાને બદલે પોતાની ઉત્ક્રાંતિની સીડીનાં ઉત્તમ પગથિયાં જોતો હશે અને સાધ્યના સાધનો લેખતો હશે. આવી ભાવનાના શિક્ષકને મન શાળાનો ધર્મ તે સરસ્વતીનું પવિત્ર મંદિર ગણાતું હશે; શાળાના ઉપસ્કર તે તેનાં ધાર્મિક સાહિત્યો ગણાતાં હશે અને વિદ્યાર્થીગણ તે તેને મન દેવ દેવીઓ હશે. આ શિક્ષકને પોતાનું સાધ્ય સાધવા

માટે પોતાના ધંધાને સાધન તરીકે વાપરવાનો હોઇને તે સાધનો તરફ દુર્લક્ષ્ય રાખવાનું મન બિલકુલ રહેશે નહિ. તેથી ઉલટું પોતાનાં સાધનો જેટલાં વધારે પવિત્ર હોય, જેટલા વધારે શાસ્ત્રીય હોય, જેટલાં વધારે પ્રાણવાન હોય એ તેને ગમશે, અને તેમ કરવા માટે તે પોતાનું સર્વસ્વ હશે તે ખરચતાં પણ અચકાશે નહિ. આટલી પવિત્ર બહિર સામગ્રી ઇચ્છનો સાધક શિક્ષક પોતાની જાતને પણ અંદર બહારથી વધારે પવિત્ર બનાવવાના પ્રયત્નો કર્યા જ કરતો હશે. આને લીધે આવતી કાલના શિક્ષકને વર્ગમા કોઇ સોગિયો નહિ જુએ, બરાડા પાડતો નહિ જુએ, ડોળા ઘુરકાવતો નહિ જુએ, તેમ જ ગાળો ભાડતો નહિ જુએ. આવતી કાલના શિક્ષકને મન તેમ કરવુ તે કેવળ શિક્ષણનો દ્રોહ નહિ પણ પોતાની જાતનો પણ દ્રોહ હશે: અને તેથી તેના શિક્ષણકાર્યમા જે સહાનુભૂતિ, જે દયા અને જે પ્રેમ વિદ્યાર્થીઓ તરફ દેખા દેતાં હશે તે સહાનુભૂતિ, દયા અને તે પ્રેમ પોતાની જ જાત તરફનાં છે એમ તે લેખતો હશે. આમ હોવાથી પોતાના શિક્ષણકાર્યમા જે જે સુદર સદ્દગુણોનો વપરાશ તે કરતો હશે તેને માટે તેના મનમાં અભિમાન હોવાને બદલે નમ્ર નિરભિ-

માનપણુ જ હશે પોતાનુ શિક્ષણકાર્ય એ વિદ્યાર્થીઓ ઉપર અથવા તો સમાજ ઉપર ઉપકાર કરવાને અર્થે થાય છે તેને બદલે વધારે તો પોતાની જાત ઉપર જ ઉપકાર કરવા માટે થતુ હોય છે એવી માન્યતા હોવાથી આવતી કાલનો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓની સાથે, પોતાના સહકારીઓની સાથે તેમ જ બહારના સમાજની સાથે વધારે ને વધારે નમ્રતાથી ભળતો રહે છે, અને તેમા જ પોતાનુ કલ્યાણ જુએ છે આવતી કાલના શિક્ષકની સાધનામા બધા જ સાધનો નિર્મળ અને પવિત્ર હોવાનો સભવ છે જે ઉચ્ચ સાધ્યને સાધવા માટે તે આવા ભગીરથ પ્રયત્નો કરી રહ્યો હોય છે તે પ્રયત્નોમા જરા જેટલા પણુ કલુષિત સાધનને અવકાશ આપવાનુ તેને ગમતુ જ નથી જે સાધનો વડે વિદ્યાર્થીઓનો વિકાસ નહિ પણુ હ્રાસ થાય, જે સાધનો વડે વિદ્યાર્થીનો સર્વાંગી નહિ પણુ એકાગી વિકાસ થાય, તે સાધનો આવતી કાલના શિક્ષકને સર્વથા ત્યાજ્ય હશે જે સાધનોના પરિણામો ચિરજીવી નહિ પણુ અલ્પજીવી હોય, જે સાધનોના પરિણામો અમર શાતિ આપવાને બદલે ક્ષણિક ઉન્માદ આપનારા હોય તે સાધનો આ શિક્ષકની સાધનામા હરામ હશે

## વિદ્યાર્થી

હવે આપણે આવા સાધક શિક્ષકની સાથે વિદ્યાભ્યાસ કરી રહેલા આવતી કાલની માધ્યમિક શાળાના વર્ગના વિદ્યાર્થી તરફ નજર નાખીએ પોતાના ગુરુની એકાંગી નહિ પણ સર્વાંગી કેળવણીની માન્યતાને પરિણામે આ વિદ્યાર્થીઓ જાણે અજાણે પણ આ વર્ગમા પોતાનો ત્રિવિધ વિકાસ સાધી રહ્યા હશે શરીરવ્યાયામનો સુદર પ્રબધ હોવાના કારણે તેમ જ શરીર મન અને હૃદયની કેળવણીની સમતુલા જળવાતી હોવાના કારણે આ વિદ્યાર્થીઓના શરીરો સુદૃઢ અને આકર્ષક હશે, તેમનો સીનો તેજદાર હશે, તેમનુ શરીર ભરાવદાર હશે, તેમના અવયવો નાસન હશે, તેમની આખો ચમકતી હશે અને તેમના સમગ્ર શરીરનો ઉઠાવ માણસની આખે ઉડીને વળગે તેવો હશે અકાળે આવેનુ શરીરનુ વૃદ્ધત્વ આ વિદ્યાર્થી ઉપર નહિ દેખાય આખો ઉડી ગઇ હોય, અથવા તો અકાળે ચશ્મા આવ્યા હોય, અથવા તો શરીર માયકાગલા જેવુ હોય અથવા તો રોગી હોય તેવા વિદ્યાર્થીને આવતી કાલની માધ્યમિક શાળા નહિ સઘરે આવતી કાલની માધ્યમિક શાળામા બુદ્ધિનુ શિક્ષણ આપતા શિક્ષકો તેમ જ બુદ્ધિનુ શિક્ષણ લેતા

વિદ્યાર્થીઓ એટલું તો જરૂર સમજ્યા હશે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्** । એ સૂત્ર કેવળ પોપટની માફક પઢી જવા માટે નહિ પણ જીવનમાં ઉતારવા માટે છે. અને તેથી કંગાલ શરીરવાળા વિદ્યાર્થીને નહિ શિક્ષક સંઘરે, નહિ વિદ્યાર્થીઓ મકારે. એવા વિદ્યાર્થીએ તો પોતાનું શરીર બાંધ્યા પછી જ શાળામાં પ્રવેશ કરવાનો રહેશે

આવતી કાલનો વિદ્યાર્થી પોતાનો વિદ્યાભ્યાસ પરાણે કે શિક્ષકની વા માબાપની બીકથી નહિ કરતો હોય. માનસિક વિકાસને માટે ઈશ્વરે તેને જે શક્તિઓ આપી છે તે શક્તિઓમાં સંપૂર્ણ વિશ્વાસ-વાળા ગુરુજનો તેને મળેલા હોવાથી પોતાની શક્તિ-ઓમાં પોતાનો આત્મવિશ્વાસ વધતો જતો હશે, અને તેથી અભ્યાસનું કાર્ય કોઈની પ્રેરણાથી થવાને બદલે વિદ્યાર્થીની આંતર પ્રેરણાથી જ થતું હશે. બુદ્ધિ એ મનના અનેક પાસાઓમાનુ એક પાસુ છે, અને માનસિક વિકાસમા બુદ્ધિના વિકાસ ઉપરાંત બીજી ઘણી ઘણી વસ્તુઓની જરૂર રહે છે તેથી આ વિદ્યાર્થી કેવળ અભ્યાસના વિષયોમા જ રચ્યોપચ્યો નહિ રહેતો હોય. આવતી કાલના ઉક્ત વર્ગમા વિદ્યાર્થી પોતાના અભ્યાસના વિષયોમા જ ગોખા કાઢેલા જવાબો તડાતડ આપવાને બદલે

પોતાની બુદ્ધિનો તે ચમત્કાર બતાવતો હશે, તથા અભ્યાસના વિષયોથી બહાર જઇને બીજી સુંદર પ્રવૃત્તિઓ આદરી રહ્યો હશે. આવતી કાલની માધ્યમિક શાળાના વર્ગમાં ગઇ કાલે દેખા દેતા અભ્યાસના વિષયો ઉપરાંત કલાના તેમ જ માનવતાના વિષયો પણ સ્થાન મેળવી રહ્યા હશે. તે સ્થાન શિક્ષકના તરંગમાંથી નહિ આવ્યું હોય, મોટા સમાજની જરૂરિયાતમાંથી નહિ આવ્યું હોય, કે શિક્ષણના વિચારકોના મગજમાથી નીકળીને અહીં નહિ પેઠું હોય; પરંતુ તેવા વિષયોએ પોતાનુ સ્થાન વિદ્યાર્થીઓમાથી જ ઉપજાવ્યું હશે આજના વિષયો ઉપરાત કલાના અને માનવતાના વિષયો માટે આવતી કાલનો વિદ્યાર્થી પોતે જ ઝંખતો હશે, અને તેની એ ઝખના તૃપ્ત કરવા માટે તેના પ્રયત્નોમા તેની આડે કોઇ પણ નહિ આવી શકતું હોય. આ વિદ્યાર્થીઓ સાધક શિક્ષકના સાધનો હોવા છતાં પોતે સ્વતંત્ર અને મુક્ત સાધનો હશે, અને તેથી તેમના બૌદ્ધિક વિકાસમા કે તેમના માનસિક વિકાસમા આડે આવનારે ખસી જ જવું જોઇશે. આવતી કાલનો વિદ્યાર્થી જેવી રીતે પોતાના શરીર અને મનના વિકાસને સાધવા મુક્ત હશે તેવી જ રીતે તે હૃદય વિકાસને સાધવા પણ મુક્ત

હશે તેની આસપાસનું વાતાવરણ, તેના ગુરુજનો, તેના સહાધ્યાયીઓ બધા જ સ્વતંત્ર અને મુક્ત હોવાથી શાળાના વર્ગની ચાર દીવાલોમાં રહેવા છતાં પોતાના હૃદયની લાગણીઓને તે પૂરો અવકાશ આપી શકતો હશે. જે કામ ગઇ કાલનો શિક્ષક ન સાધી શક્યો, જે કામ આજની વિધવિધ શિક્ષણ-પદ્ધતિઓ નથી સાધી શકતી, તે કામ આવતી કાલનો મુક્ત વિદ્યાર્થી પોતાના જ બળે સાધી શકતો હશે. ટૂંકમાં આવતી કાલનો વિદ્યાર્થી એટલે જાતને પોતાના જ પ્રયત્નોથી વિકસાવતો વિદ્યાર્થી, વર્તમાનનો યથેચ્છ લાભ ઉઠાવતો વિદ્યાર્થી, ભાવિનાં સુંદર સ્વપ્નાંઓ સેવતો વિદ્યાર્થી, અને પોતાના વિકાસને ઉપકારક તેવી બધી સામગ્રીઓને ઉપયોગમાં લેતો અને અપકારક તેવી બધી વસ્તુઓને લાત મારતો વિદ્યાર્થી હશે

## શિક્ષણપદ્ધતિ

આવતી કાલની માધ્યમિક શાળાનો ત્રીજો વિચાર તે શિક્ષણપદ્ધતિનો વિચાર છે ગઇ કાલની માધ્યમિક શાળાની શિક્ષણપદ્ધતિમાં શિક્ષક અને વિષયો અગ્રસ્થાને હતા. આવતી કાલની શિક્ષણ પદ્ધતિમાં આ બન્ને બાબતો ગૌણસ્થાન લેશે, અને વિષય અગ્રસ્થાને આવીને બેસશે આવતી કાલનો

શિક્ષક શિક્ષણનો વિચાર કરશે તેની સાથે જ પોતાનો અને પોતાને શીખવવાના વિષયોનો વિચાર વિધેયની સાથે બંધબેસતો આવે તેવી રીતે જ કરશે. પોતાની પાસે જ્ઞાનભંડાર જે ભરેલો છે તે ભંડાર વિદ્યાર્થીને જરૂરી હો યા ન હો, અથવા તો વિદ્યાર્થીનો અધિકાર હો યા ન હો, તો પણ તેને આપી જ દેવો જોઇએ એવી વિચારસરણીથી તે હમેશા દૂર રહેતો હશે અભ્યાસક્રમની અંદર અમુક વિષયો શીખવવાના હોય જ છે, માટે વિદ્યાર્થીએ પણ તે શીખવા જ જોઇએ, એવી દલીલ કરીને વિદ્યાર્થીમા અભિરુચિ કે વલણ ન હોય તેવા વિષયો પણ તેને શીખવી દેવાના મોહમાંથી પોતે મુક્ત હશે.

### સ્વાતંત્ર્ય

સ્વાતંત્ર્ય અને વિધેયના માનસનો અભ્યાસ તે આવતી કાલની શિક્ષણપદ્ધતિના બે મહત્ત્વના સ્તંભો હશે. જ્ઞાનનું ક્ષેત્ર ગમે તેટલુ વિશાળ હો, દુનિયા ખૂમ આગળ વધે એવી મોટેરાની ભલે મહત્ત્વાકાંક્ષાઓ હો, પરંતુ એ ક્ષેત્ર અને એ મહત્ત્વાકાંક્ષાઓની અંદર વિહરવાને માટે વિદ્યાર્થી હમેશાં સ્વતંત્ર હોવો જોઇશે વ્યક્તિસ્વાતંત્ર્યના આ સિદ્ધાંતને બરાબર સ્વીકારતો હોવાથી આવતી

કાલનો શિક્ષક પોતાના વર્ગને માટે નવી નવી પરિસ્થિતિઓ રચશે નવું નવું વાતાવરણ જમા વશે અને છતાંય વિદ્યાર્થીને તો તેમાં વિહરવાને માટે સ્વતંત્ર છોડશે આવતી કાલની શિક્ષણ પદ્ધતિ સમૂહશિક્ષણને માન આપની હોવા છતાં વ્યક્તિસ્વાતંત્ર્યને અવગણશે નહિ અને તેથી જ્યાં જ્યાં અવગાશ હશે ત્યાં ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્યના પાયા ઉપર રચાયેલી શિક્ષણપદ્ધતિઓનો અમલ શરૂ થશે, અને જ્યાં જ્યાં સમન્વયની જરૂર જણાશે ત્યાં ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્યને હાનિ નહિ પહોંચે એવી પદ્ધતિઓને જ સ્થાન મળશે. ગઈ કાલની શિક્ષણપદ્ધતિમાં બુદ્ધિના વિકાસ ઉપરાંત બીજી કશી જ વસ્તુનું દર્શન થતું ન હતું કારણ કે વિદ્યાર્થી પોતાની ઇચ્છામાં આવે તે રીતે કામ કરવા માટે મુક્ત નહોતો બુદ્ધિશક્તિ ઉપરાંત બીજી અનેક શક્તિઓથી ભરપૂર વિદ્યાર્થીનો આત્મા જો તેને સ્વાતંત્ર્ય આપવામાં આવે તો બુદ્ધિનું કામ કરવાની સાથે જ બીજા એવા અનેક કામો કરે છે કે જે તેને તેમ જ તેના સાથીઓને મુક્તિના પંથે લઈ જાય અને શુદ્ધ આનંદ પ્રગટાવે આવતી કાલનો વિદ્યાર્થી કેવળ બુદ્ધિનો જડ મનુષ્ય બનેલો બની નહિ રહે પરંતુ સર્વાંગી વિકાસ સાધેલો મનુષ્ય બનેલો હશે.

### વિધેયના માનસનો અભ્યાસ

આવતી કાલના વર્ગની શિક્ષણપદ્ધતિનો બીજો મહત્ત્વનો સિદ્ધાંત તે વિધેયના માનસનો અભ્યાસ હશે. શિક્ષક વિદ્યાર્થીને ભણાવવા બેસે છે તે વાત જેટલી સત્ય છે તેટલી જ વિદ્યાર્થી ભણવા બેસે છે એ સત્ય છે, એ તત્ત્વ આવતી કાલની શિક્ષણ-પદ્ધતિમાંથી નહિ વિસરાઇ ગયુ હોય શીખવવાનો વિષય ગમે તે હો, શીખવનાર શિક્ષક ગમે તેટલો કુશળ હો, પરંતુ પોતાની પાસે બેઠેલા વિદ્યાર્થીને તેને શીખવવાનુ છે અને તે વિષય પણ વિદ્યાર્થીને જ શીખવાનો છે તે વાત આવતી કાલનો શિક્ષક પોતાની શિક્ષણપદ્ધતિમા અગ્રસ્થાને રાખશે આથી વિદ્યાર્થીને આપવી જોઇતી જવાબદારી તેમ જ અભ્યાસમાં રસ એ શિક્ષણપદ્ધતિના પ્રમુખ અંગો ગણાશે વિદ્યાર્થીના માનસનો અભ્યાસ કરવાથી આવતી કાલના શિક્ષકને માલૂમ પડયુ હશે કે માધ્યમિક શિક્ષણ લેતો જુવાન વિદ્યાર્થી જેટલો સ્વાતંત્ર્યને ચાહે છે તેટલો જ જવાબદારીને પણ ચાહે છે. તેને એ પણ સમજાયું હશે કે અભ્યાસ કરતો વિદ્યાર્થી પોતાને રસ ઉપજે તેવા વિષયમાં વધારે આગળ પ્રગતિ કરી શકે છે, માટે રસ એ જ શિક્ષણપદ્ધતિનો પ્રાણ હોવો જોઇએ. આવતી

કાનની શિક્ષણપદ્ધતિમા રસ ઉત્પન્ન કરવા માટે શિક્ષક પોતાથી બનતુ બધુ જ કરતો હશે, તેની સાથે તેને એ પણ ભાન હશે કે રસ એ સ્વયભૂ વસ્તુ છે

સ્વાતંત્ર્ય અને જવાબદારી

શિક્ષણપદ્ધતિમા સ્વાતંત્ર્ય આવે અને તેની સાથે જવાબદારી ન ભળે તો પરિણામ ધાર્યું આવી શકે જ નહિ જુવાન વિદ્યાર્થીને જેટલુ સ્વાતંત્ર્ય ગમે છે તેટલી જ જવાબદારી ગમે છે તેના અભ્યાસના કાર્યમા તેને સ્વતંત્ર મૂકી દીધા પછી તેના ઉપર જવાબદારીનો બોજો સાથે સાથે જ ન મૂકવામા આવે તો તેના અભ્યાસના કામમાથી તેનો રસ ઉડી જવાનો આટના માટે આવતી કાલની શિક્ષણપદ્ધતિમા એવી જાતની યોજના કરવામા આવી હશે કે જેમા વિદ્યાર્થીને સ્વાતંત્ર્ય અને જવાબદારી બન્ને મળે આ સ્વાતંત્ર્ય અને જવાબદારી વિદ્યાર્થીને મળ્યા કે તરત જ તેના કામમા સ્વયભૂ રસ ઉત્પન્ન થવાને માટે પચાસ ટકા પરિસ્થિતિ નિર્માણ થઇ ચૂકી સમજવી પછી નવીન શિક્ષણપદ્ધતિનો પ્રયોગ શિક્ષકને માટે વધારે સહેલો થઇ જવાનો આનો અર્થ એ થયો કે આવતી કાલની શિક્ષણપદ્ધતિમા શિક્ષકના વિચારોનુ

પ્રાધાન્ય નહિ રહે પરંતુ વિદ્યાર્થીના વિચારોનું પ્રાધાન્ય રહેશે આવતી કાલની શિક્ષણપદ્ધતિમાંથી ઉપદેશ, પ્રવચન અને વ્યાખ્યાનોને તિલાંજલિ મળશે. આવતી કાલની શિક્ષણપદ્ધતિ વિધેયના માનસના અભ્યાસ ઉપર રચાયેલી હોઇને તેમાં વાર્તાલાપ, વાર્તાકથન, સંવાદ, નાટ્યકલા, પ્રશ્નોત્તર વગેરે પ્રકારોને ઘણું અગ્રસ્થાન મળશે. ગઈ કાલની શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીના આવિર્ભાવનો રસ્તો સદંતર બંધ કરી દેવામાં આવ્યો હતો, તેને બદલે આવતી કાલની શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીના માનસિક આવિર્ભાવના માર્ગો ખુલ્લા કરી દેવામાં આવ્યા હશે. આવતી કાલની શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીને આપી દેવાનો મોહ નહિ હોય, પરંતુ તેને જે જોઇતું હશે તે લઈ લેવાના માર્ગ મોકળા કરવામાં આવ્યા હશે. ગઇ કાલની શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીને શું જોઇએ છીએ તેનો નિર્ણય શિક્ષક કરતો હતો; આવતી કાલની શિક્ષણપદ્ધતિમાં શિક્ષકનો તેનો નિર્ણય વિદ્યાર્થી જાતે કરતો હશે. ગઈ કાલની શિક્ષણપદ્ધતિ શિક્ષકના ભેજામાંથી નીકળેલી હતી, અને તેમાં વિદ્યાર્થીને બંધ બેસતા થવાનું હતું; આવતી કાલની શિક્ષણપદ્ધતિ વિધેયના માનસના અભ્યાસમાંથી જન્મેલી હશે, અને શિક્ષકને તેમાં-

-બંધ બેસતા થવાનું હશે. આમ આવતી કાલની શિક્ષણપદ્ધતિ એ મુક્ત શિક્ષણપદ્ધતિ હશે, અને તેથી તે પદ્ધતિથી શીખનાર અને શીખવનાર બંને એક-બીજાથી બંધાયેલા હોવા છતાં કેવળ મુક્ત જ હશે.

### મકાન અને ઉપસ્કર

હવે આપણે આવતી કાલની માધ્યમિક શાળાના વર્ગના મકાન તથા ઉપસ્કર તરફ નજર નાખીએ.

આવતી કાલના માધ્યમિક શાળાના વર્ગના ઉપસ્કરનો વિચાર કરતા પહેલાં આખી માધ્યમિક શાળા અને તે શાળામાં વર્ગના ઓરડાનું સ્થાનઃ તેનો વિચાર કરવાથી ઉપસ્કરનો ખ્યાલ વધારે સ્પષ્ટ રીતે આવી શકશે. આવતી કાલની માધ્યમિક શાળાનું આખુંયે મકાન ગઈ કાલની શાળાના મકાન કરતાં છેક જ ભિન્ન હશે. ગઈ કાલે તો શાળા ખાતર શાળાનું મકાન બાંધવાનો વિચાર સૂઝેલો જ નહોતો. ગઈ કાલની શાળા સામાન્ય વસવાટના મકાનમાં પણ બેસી શકતી. ગઈ કાલની શાળાને વર્ગોના જુદા જુદા ઓરડાઓ સાથે જ નિસબત હતી. આવતી કાલની શાળાનું મકાન આ બધા વિચારોથી તદ્દન ભિન્ન વિચારો ઉપર જ રચાયેલું હશે. -શહેરના કોઈ પણ ગીચ લત્તામાં હવા અજવાળાના

અભાવવાળા કોઈ એક મકાનને ગઇ કાલની માધ્યમિક શાળા પોતાનું કરી લેતી, આને બદલે આવતી કાલની માધ્યમિક શાળા શહેરથી ઠીક ઠીક દૂર અને રમ્ય સ્થળે રચવામા આવી હશે જે શાળામા રહીને વિદ્યાર્થી પોતાના જીવતનો ઉત્તમમા ઉત્તમ વખત પસાર કરતો હોય છે તે શાળાનુ મકાન શરીર મન અને હૃદયના વિકાસને પોષનારૂ હોવુ જોઇએ આ વિચારથી પ્રગઇ આવતી કાલની શાળાનુ મકાન એકાત શાત સ્થળે હશે કે જેથી અભ્યાસ કરતા વિદ્યાર્થીનુ મન વારવાર ક્ષુબ્ધ થવા ન પામે આખીરે શાળાના મકાનની રચના પુષ્કળ અવકાશવાળી અને હવા અજવાળાના મતત અવરજવરવાળી હશે કે જેથી વિદ્યાર્થીનુ શરીર નિરકુશપણે પોતાનો વિકાસ સાધી શકે આવતી કાલની શાળાના મકાનની અદર તેમ જ આસપાસ એવી જાતનુ કલા અને મસ્કારિતાનુ વાતાવરણ ઉભુ કરવામા આવ્યુ હશે કે જેને લીધે વિદ્યાર્થીનુ હૃદય હમેશા કોળતુ જ રહે કેળવણીમા શાળાના મકાનની કેટલી અગત્ય છે તે વિચાર યુરોપમા આજે સારા પ્રમાણમા થવા લાગ્યો છે પરિણામે કેળવણીના પ્રદેશમા જે મહત્ત્વ શિક્ષકને અપાય છે, જે અગત્ય શિક્ષણપદ્ધતિઓની સ્વીકા-

ગય છે, તેરી જ જાતનુ મહત્ત્વ શાળાના મકાનના સ્થળને અને તેની રચનાને આપવાની હિમાયત થવા લાગી છે આવતી કાલની શાળાનુ મકાન વિદ્યાર્થીના આરોગ્યને પોષક હશે અને માનસિક તેમ જ હાર્દિક આરોગ્યને અસગતુ નહિ હોય આવતી કાલની શાળાના મકાનની ભવ્ય કલ્પના કરવી હોય તો આમ કરી શકાય. જુદા જુદા વિષયો માટે જુદા જુદા આલેશાન ઓરડાઓ, એ ઓરડાઓમા તે તે વિષયને પોષણ આપે તેવી સાધનસામગ્રી અને વાતાવરણ, વિદ્યાર્થીઓને અભ્યાસમાથી આરામ મેળવવા માટે વાચનાલયનુ સમૃદ્ધ મકાન, અભ્યાસથી કટાળી જતા વિદ્યાર્થીઓ માટે રમતગમતનુ વિશાળ મેદાન, બુદ્ધિનો વ્યવસાય કરીને થાકેલા મગજને આરામ આપનારો સુદર બગીચો, અને ઝાડોની ઘગના શીતળ છાયડા નીચે ટોળા વળીને મનગમતી રમતો રમવાનો પ્રબધ આ અને આવી જાતની જે કલ્પના શિક્ષણમા શાળાના સ્થાન પરત્વે થઇ શકે તેટલી બધી આવતી કાલની શાળામા ઉતારવા માટે શિક્ષણકાર મથતો હશે

શાળાના સમગ્ર મકાનની આ પરિસ્થિતિ ઉપરથી એક વર્ગની કલ્પના હવે આપણે કરી

શકીએ. વર્ગનો ઓરડો હવાના અવરજવર માટે અવકાશવાળો હશે; પ્રકાશથી નાહી જતો હશે; આખા વર્ગમાં એકંદર વિદ્યાર્થીઓની જેટલી સંખ્યા બેસી શકે તેનાથી એક પણ વધારે વિદ્યાર્થીને નહિ સંઘરતો હોય. ગઇ કાલના વર્ગમાં જોઇએ તેના કરતાં પણ વધારે વિદ્યાર્થીઓને ગોંધવામાં આવતા હતા, તે પરિસ્થિતિ આવતી કાલનો વર્ગ નહિ ચલાવી લે. સાધારણ રીતે એક વિદ્યાર્થીને બેઠક માટે જેટલી જગાની આવશ્યકતા હોય તેટલી જગા તેના માટે પૂરી પાડવામા આવતી હશે. આમ છૂટી છૂટી સુયોગ્ય બેઠકો, પુષ્કળ હવાનો અવરજવર અને પ્રકાશનુ અસ્તિત્વ વર્ગમાં બેઠેલા અને અભ્યાસ કરી રહેલા દરેક વિદ્યાર્થીના શરીર, મન અને હૃદયને પોષક હશે. વિદ્યાર્થીને બેસવાને માટે ગઈ કાલની માધ્યમિક શાળાએ જે ઉપસ્કર સ્વીકાર્યું હતું તેને આવતી કાલની માધ્યમિક શાળા તિલાંજલિ આપશે ગઈ કાલની શાળામાં બેઠકોનું ધોરણ એવુ બેહૂદું રાખવામાં આવેલું હતું કે તેને લીધે વિદ્યાર્થીના સમગ્ર શરીરને ભારે નુકસાન થતું; આવતી કાલની માધ્યમિક શાળાના વર્ગની બેઠકો વિદ્યાર્થીની કરોડને, વિદ્યાર્થીના પગને, વિદ્યાર્થીની આંખને અને

વિદ્યાર્થીની છાતીને લક્ષમા રાખીને જ રચવામા આવી હશે આવતી કાલની શાળાના વર્ગમા આવી બેઠકો વિદ્યાર્થીના શરીરને વિકસાવનારી હશે ગઇ કાલની માધ્યમિક શાળાના વર્ગમા આવી બેહૂદી બેઠકોની ગોઠવણ એવા પ્રકારની હતી કે જેના પરિણામે આખા વર્ગમા ગદકી અને કચરો એકઠા થઇને અનેક પ્રકારના રોગના જતુઓ પોષાતા, આવતી કાલના વર્ગમા બેઠકો છૂટક હશે ફેરવી શકાય તેવી હશે અને તેથી માફસફાઈના ધોરણને સપૂર્ણ સ્થાન આપવામા આવતુ હશે આવતી કાલના વર્ગમા શિક્ષકની બેઠક વિદ્યાર્થીને રોધ કરનારી નહિ હોય. શિક્ષકની બેઠક દરેક વિદ્યાર્થીથી લગભગ સરખે અતરે હોઇ શકે તેમ રાખવામા આવી હશે, અને તે ઉપરાત પોતાની બેઠક ઉપરથી ઉભો થઇને વર્ગમા શિક્ષક ગમે ત્યારે હરીફરી શકે તેવી રાખવામા આવી હશે આવતી કાલના વર્ગમા કલાના વાતાવરણને બની શકે તેટલુ સ્થાન આપવામા આવ્યુ હશે અને તેથી વિદ્યાર્થીની આખ અને મગજ કટાળો પામવાને બદલે ઉલટા આ રામ પામશે, અને શિક્ષણના ચાલુ કામ દરમિયાન પણ વિદ્યાર્થી થાકને દૂર કરી આખથી આરામ મેળવી શકતો હશે.

આવતી કાલના વર્ગમા કાળા પાટિયાનો ઉપયોગ જરૂર હશે, પરતુ તેનુ સ્થાન વર્ગમા એવે ઠેકાણે રાખવામા આવ્યુ હશે કે જ્યા વિદ્યાર્થી સરળ રીતે અને પોતાની આખને જરા પણ તસ્દીક આપ્યા વિના પોતાની નજર નાખી શકે પાટિયા ઉપર બારીબારણામાંથી આવતા પ્રકાશનુ સીધુ તેજ વિદ્યાર્થીની નજરને ખેચી તેની આખને નુકસાન ન કરે તે બાબતની સપૂર્ણ કાળજી લેવામા આવી હશે આવતી કાલના વર્ગમા તે વર્ગમા આવતા અભ્યાસના સઘળા વિષયોનુ જરૂરી એવુ બધુ સાહિત્ય સુયોગ્ય રીતે ગોઠવી દેવામા આવ્યુ હશે નમાની એવી કોઈ પણ ચીજને આ વર્ગમા અવકાશ નાહ હોય જે વખત જે વિષય શીખવાતો હોય તે વખત તે વિષયના શિક્ષણ માટ આવશ્યક તેવા સાધનો માટે વિદ્યાર્થીને શાળાના કોઇ બીજા ઓરડામા દોડવાનુ નાહ હોય, પરતુ પોતાના જ વર્ગમા જુદા જુદા વિષ યોને માટે નિયુક્ત કરેલા જુદા જુદા ખૂણામાથી તેને તે તે સાહિત્ય ઉપલબ્ધ થાય તેવી ગોઠવણ કરવામા આવી હશે આવતી કાલની માધ્યમિક શાળાનો ઓરડો આખી શાળાના જુદા જુદા ઓરડાઓમા એવુ સુયોગ્ય રચનાનુ સ્થાન પામ્યો

હશે કે એક ઓરડામા ચાલતુ કામ બીજા ઓરડાને જરા પણ બાધક નહિ હોય ટૂકમા આવતી કાલનો વર્ગ એક સ્વતત્ર શિક્ષણનુ સ્થળ હશે, જ્યા શરીર અને મનની શાતિથી દરેક વિદ્યાર્થી પોતાનો અભ્યાસ આગળ ચલાવી શકે અને જ્યા સુદર વાતાવરણમા વિદ્યાર્થી પોતાના હૃદયને પણ બહલાવી શકે

ગઈ કાલની માધ્યમિક શાળાના વર્ગનો અને આવતી કાલની માધ્યમિક શાળાના વર્ગનો આ તફાવત આ ઉપરથી આપણે જોઈ શકીએ કે ગઈ કાલના વર્ગમા વિદ્યાર્થી વિકસવાને બદલે હ્રાસ પામતો હતો, જ્યારે આવતી કાલના વર્ગમા વિદ્યાર્થી પોતાથી શકય તેટલો બધો વિકાસ પામતો હશે.



માણસના ચારિત્ર્યનો પાયો નીતિ ગણાય છે દરેક માણસ ચારિત્ર્યવાન થાય એમ સૌ કોઈ ઇચ્છે છે ચારિત્ર્યના ઘડતરની શરૂઆત બાળપણથી જ કરવામા આવે તો એ વધારે સગીન અને ટેવા ઇરાદાથી ચારિત્ર્યના શિક્ષણ માટે માતપિતા પણ જહેમત ઉઠાવતા જણાય છે માબાપ ભણેલા હોય કે અભણ સુધરેલા હોય કે ગામડિયા પણ એટલુ તો તે જરૂર ઇચ્છે છે કે પોતાનુ બાળક નીતિમાન થાય. માબાપની આ ઇચ્છા તેમને ઘોડે ઘણે અંશે શિક્ષક બનાવવા તરફ લઇ જાય છે શિક્ષણની એક પણ રીતથી તેઓ વાકેફ નથી હોતા શિક્ષણના એક પણ સિદ્ધાતનુ તેમને જ્ઞાન નથી હોતુ છતા પોતાના બાળકને નીતિમાન બનાવવા માટે શિક્ષકની ખુરશીમા તેમને બેસી જતા

શિક્ષકને બાળકની સાથે કેમ વર્તવુ તેની જાણ છે કે નહિ, વગેરે બાબતોનો વિચાર કોઇક જ કરે છે. શાળાના એક ઓરડામા બેઠેલો શિક્ષક પોતાના વિદ્યાર્થીને નીતિના સૂત્રો સમજાવે, નીતિની વાર્તાઓ કહે, ચારિત્ર્યના ઘડતર માટે ઉપદેશ આપે તો એ શિક્ષક સર્વશ્રેષ્ઠ ગણાય. આવા શિક્ષકને તેવો ઉપદેશ આપવાનો અધિકાર છે કે નહિ એનો પણ વિચાર કરવાની જરૂર નથી જણાતી. આવા શિક્ષકના નીતિના શિક્ષણ માટે શાળાના સચાલકો તરફથી તેમ જ ખુદ માબાપો તરફથી જોઇએ તે પ્રકારની સગવડો પણ કરી આપવામા આવે છે આવી સગવડોમા બાળકને દડ કરવાની વસ્તુનો પણ સમાવેશ થઇ શકે છે

માબાપની મનોદશા જાણી જૂની ઘરેડના શિક્ષકને તપાસી નવી શાળાના આજના શિક્ષક પર નજર નાખીએ તો ત્યા પણ એક યા બીજી રીતે નીતિના શિક્ષણ પરત્વે તો એક જ પ્રકારની સ્થિતિ પ્રવર્તે છે. આજનો શાળાનો શિક્ષક વિદ્યાર્થીને સ્વાતત્ર્ય આપવામાં માનતો હોય છે, આજનો શાળાનો શિક્ષક વિદ્યાર્થીના વ્યક્તિત્વને માન આપવાનો આગ્રહ ધરાવતો હોય છે, આજનો શાળાનો શિક્ષક વિદ્યાર્થી ઉપર કશું પણ પરાણે લાદ-

વામાં માનતો હોતો નથી; આમ છતાંયે આજની શાળાનો શિક્ષક વિદ્યાર્થી નીતિમાન થાય એમ તો આગ્રહપૂર્વક માનતો જ હોય છે. એની શિક્ષણરીતિમાં જેમ પદ્ધતિનો ફેરફાર થયો હોય છે, તેમ નીતિશિક્ષણની બાબતમાં પણ પદ્ધતિનો ફેરફાર થયો હોય છે. માબાપ નીતિ માટે દબાણ કરે અને જૂનો શિક્ષક નીતિ માટે મનાગ્રહ વાપરે, ત્યારે નવીન શાળાનો શિક્ષક નવીન પદ્ધતિનું શરણ લઈને યુક્તિપ્રયુક્તિથી વિદ્યાર્થીને નીતિમાન બનાવવાના પ્રયત્નો કરે. એકંદર રીતે જોતાં બાળકને નીતિમાન બનાવવા માટે શિક્ષણની પદ્ધતિઓમાં ઉત્તરોત્તર ભલે ફેરફાર થતા આવ્યા હોય, પરંતુ તેનું મહત્ત્વ અને આગ્રહ તેવાં ને તેવાં જ રહ્યાં છે.

સમાજમાં ધર્મિષ્ઠ ગણાતા લોકોનો એક એવો વર્ગ છે કે જેઓ ધર્મના પ્રચાર માટે નીતિશિક્ષણનો આગ્રહ ધરાવતા હોય છે. આ વર્ગ જીવનનાં બીજાં બધાં પાસાંઓને ઉપેક્ષીને મને કમને બાળક પાસે નીતિ આચરાવે છે. આ ધર્મસંઘ પણ એ રીતે નીતિનો શિક્ષક બનાવવાનો પ્રયત્ન કરી રહ્યો હોય છે. આ સંઘના માણસોની સત્તા માબાપો ને શિક્ષક સુધી પહોંચી ગયેલી હોય છે. એ લોકો ધર્મને નામે ઘરમાં અને શાળામાં

પણ પ્રવેશ કરી શક્યા છે માબાપ અને શિક્ષક ઉપર તેમની સત્તા એટલી તો જરૂર જામેલી હોય છે કે માબાપ અને શિક્ષકને નીતિના શિક્ષણ માટે ધક્કા મારી શકે

કેળવણીમા ઉંડમાઆ ઉંડા વિચારો ધરાવનાર શિક્ષકને માટે આમ પરિસ્થિતિ ઘણી વિકટ છે તેની પાસે આજે વિધેયોના વિચાર કર્તા માબાપ અને સમાજનો વિચાર વધારે ઉગ્રપણે આવી પહોચે છે જુવાન વિદ્યાર્થીમા ચારિત્ર વિકસે એવા કોડ તો આવા શિક્ષકને પણ હોય છે, પરતુ તેવા ચારિત્ર્યવિકાસ માટે પ્રચલિત નીતિશિક્ષણ કે કહેવાતું ધર્મશિક્ષણ ઉપયોગી થઇ શકે કે કેમ તે વિષે તેને શકા છે, બલ્કે ઉપયોગી ન જ થઇ શકે તેવી ખાતરી પણ છે સમાજને તે તરછોડી શકતો નથી અને માબાપના સહકાર વિના આગળ ચાલવુ તેને માટે અસત કઠિન હોય છે, તેના જે વિધેયો હોય છે તેમના ઉપર પણ માબાપ અને સમાજની એવી છાપ પડી હોય છે કે એ બાળકોના મનમા પચુનીતિ અનીતિનુ ભૂસું ભરેલુ દેખાય નીતિના નામથી નવીન વિચારનો શિક્ષક ગમે તેટલો ભડકે તો પણ નીતિ શબ્દની પાછળ જે સદ્ગુણો ની અપેક્ષા રહેલી છે, તે સદ્ગુણો તો પોતાનામા સઘરવા અને

પાગકામા વિકસાવવા તે આતુર હોય છે એક તરફથી નવીન વિચારના પ્રવાહ સાથે ખેચાવુ અને બીજી તરફથી જૂની હોવા છતાં જેમા સત્ય ભરેલુ છે તેવી ભાવનાને વફાદાર રહેવુ એ બને વચ્ચે નવીન વિચારના શિક્ષકને ઉભા રહેવુ અત્યત મુશ્કેલ જણાય છે નવીન આદર્શો ધગવતો, આજની નવી દુનિયાને ઓળખવા મથતો, શિક્ષણના મધ્યમા વિધેયનુ સ્થાન અત્યત મહત્ત્વનુ ગણતો એવો શિક્ષક, નથી પોતાના શિક્ષણક્રમમા જૂની ઢબનુ નીતિશિક્ષણ દાખલ કરી શકતો કે નથી નીતિશિક્ષણનો સદતર બહિષ્કાર કરી શકતો

આવી પરિસ્થિતિમા નવીન વિચાર ધગવનાર શિક્ષક પાસે કોઇ એક મધ્યમ માર્ગ હોવાની અત્યત આવશ્યકતા રહે છે આ મધ્યમ માર્ગ જૂની વસ્તુનો સડેલો ભાગ કાપી નાખવા પૂરતો ખડનાત્મક હોવો જોઇશે, અને સાથે સાથે જૂના સત્યને નવીન વિચારોની સાથે મેળ મેળવી દઇ નવીન સ્વરૂપમા પણ તે સત્યને જાળવી રાખવા પૂરતો રચનાત્મક પણ હોવો જોઇશે આ મધ્યમ માર્ગના ખડનાત્મક વિભાગથી નવીન વિચારના માણસોને સતોષ રહેશે, અને તેના રચનાત્મક વિભાગથી જૂનુ સત્ય જળવાઈ રહેતાં જૂના વિચા-

રના પ્રવાહને પણ સતોષી શકાશે

નીતિશિક્ષણનો ખડનાત્મક માર્ગ છે સમાજના આજના પ્રચલિત નકારોનો વિનાશ બાળક દુનિયામા અવતાર લે છે ત્યારથી માબાપ અને સમાજ તેની પાસે નકારાની પરપરા મૂકવા માડે છે આમ કરીશ નહિ ને તેમ કરીશ નહિ એ બધા નકારો જાણે કે બાળકના નીતિશિક્ષણ માટે યોજાયેલા સાધનો હોય એમ માનવામા આવે છે બાળક ચારિત્ર્યવાન થાય એટલે કે નીતિમાન થાય એટલે કે તેનામા જૂઠુ નહિ બોલવાની કે ચોરી નહિ કરવાની એવી આદતો પડે, એટલા માટે માબાપ અને સમાજ જે માર્ગનુ શરણ લે છે તે માર્ગ આવા નિષેધાત્મક હુકમોનો જ હોય છે જ્યા થોડાએક વિધિઓ દેખાય છે ત્યા પણ તે નિષેધોની પૂર્તિરૂપે હોય છે માબાપ કે શિક્ષકની દૃષ્ટિએ નહિ પ્રચ્છવા જેવુ કાઇ કામ બાળક કરે ત્યારે તેની પાસ યોગ્ય કાર્યની દિશા મૂકવાને બદલે તે નહિ કરવાના હુકમો મૂકવામા આવે છે ચોરી કરાય નહિ, જૂઠુ બોલાય નહિ નિદા કરાય નહિ, બીજાને ગાળો દેવાય નહિ, પારકાનુ ભૂરૂ ઇચ્છાય નહિ એ બધાય 'નહિ'ઓ બાળકને નીતિમાન બનાવવાના પ્રખર શસ્ત્રો મનાય છે બાળકને

આ બધા 'નહિ' ઓનું કશું ભાન હોતું નથીઃ બાળક તો પોતાના પ્રાથમિક આવેગના સંતોષ ખાતર આવાં નાનાં મોટાં કામો કર્યે જાય છે. એ કામોની પાછળ નીતિ છે કે અનીતિ એનો વિચાર એ કદી પણ કરતું હોતું નથી. આપણું મોટેરાંઓની પાકટ બુદ્ધિ તેનાં તેવાં કામોની નીતિ અનીતિના પૃથક્કરણમાં ઉતરાવે છે. નવીન માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારીએ તો તો આપણું પોતાનું ગુહ્યાહિત મન બાળકના નિર્દોષ કૃત્યમાં પણ ગુહ્યનું આરોપણ કરાવે છે. આપણો પોતાનો ગુહ્યો આપણાથી સહન થઇ શકતો નથી અને તેથી આપણા બાળકમાં આપણે આરોપિત કરેલો નાનો એવો ગુહ્યો પણ આપણને ખૂબ ઉશ્કેરી મૂકે છે. એવો ઉશ્કેરાટ થાય એટલે આપણામાંથી અનેકવિધ નિષેધો છૂટવા માંડે છે. આવા નિષેધોનું પરિણામ બાળકમાં કોઇ પણ પ્રકારની નીતિનો ઉદય કરાવવામાં આવે તે ખરેખર શ્રમ જ છે. જેમ ખાટા ગોટલામાંથી પેદા થયેલા આંબાનું ફળ કદી મિષ્ટ ન હોઇ શકે, તે રીતે ગુહ્યાહિત મનની શાંતિને અર્થે ક્રોધમાંથી પેદા થયેલા સાધન દ્વારા કરેલા નિષેધો નીતિ કદી પણ ન જ ઉપજાવી શકે.

નીતિશિક્ષણનો ખંડનાત્મક ભાગ તે આવા નિષેધોનો ત્યાગ થયો.

આપણને ન રુચે તેવું એટલે કે આપણી રૂઢ થયેલી નીતિની ભાવનાને ખૂંચે તેવું કાંઈ પણ વર્તન બાળક કરી બેસે ત્યારે તેને નિષેધાત્મક હુકમ મૂકીને તેને નકારવાનો એક પણ પ્રયત્ન કરવો નહિ

આપણી મોટેરાની નીતિની વિચારસરણી તે બાળકની વિચારસરણી નથી હોતી બાળક તો હજી પોતાના ઝૂળની આસપાસ જ રચ્યુંપચ્યું હોય છે મનના સૂક્ષ્મ આવેગો કે બુદ્ધિની અટપટી ઝીણવટો હજુ તને સ્પર્શ્યાં નથી હોતાં તેનું હૃદય દુનિયાના ખાગમાણ પત્રનોથી કનવિત નથી થયું હોતું જે વસ્તુ આપણને મોટી પર્વત જેવડી દેખાય તે વસ્તુની બાળકની નીતિની દૃષ્ટિએ કશી જ કિંમત નથી હોતી વિશેષ માબાપોની આ સ્થિતિનો આપણને ખ્યાલ નથી હોતો તેથી જ આપણે અનેક પ્રકારની ભૂલો કરી બેસીએ છીએ આવી ભૂલો પૈકી સૌથી ભયંકર ભૂલ તે નિષેધાત્મક હુકમોની છે બાળકને નીતિમાન કરવા માટે આમ ન બોલાય આમ ન વર્તાય વગેરે પ્રકારના હુકમો જાણે કે એક સર્વસાધક હોય તેમ આપણે માનીએ છીએ નવીન કેળવણીની દૃષ્ટિએ નીતિશિક્ષણનું એક મોટું સાધન તે આવા નકા

રોનો ત્યાગ છે બાળક ચારિત્ર્યવાન થાય એમ જો આપણે ઇચ્છતા હોઇએ, અને એવું ચારિત્ર્યવાન કરવા માટે કોઇ પણ પ્રકારના નીતિના શિક્ષણની અપેક્ષા આપણને જણાતી હોય તો તેવું નીતિનું શિક્ષણ આવા નકારોના ત્યાગથી શરૂ થવું જોઇએ

આ થઇ નીતિશિક્ષણની એક બાજુ હવે રચનાત્મક બાજુનો થોડોક વિચાર કરીએ

નીતિના શિક્ષણ માટે આજના પ્રચલિત નકારોનો નકાર આપણે વિચાર્યો તેનો પ્રયોગ એ પચાસ ટકા નીતિશિક્ષણનું સાધન થઇ પડશે બીજી બાજુનો વિચાર એ રચનાત્મક વિચાર છે. બાળકને નીતિનું શિક્ષણ આપવા માટે કોઇ પણ પ્રકારનો સીધો ઉપદેશ કરવો તેને હું રચનાત્મક બાજુ ન કહું આજે નીતિના શિક્ષણ માટે જે રચનાત્મક ક્રમ આપણી શાળાઓમાં ચાલે છે તે ક્રમ મોટે ભાગે ઉપદેશપ્રધાન હોય છે ઉપદેશમાંથી નીતિનું તારણ કરવામાં ન આવે અને બાળકને અંગત લાગુ પાડવાનો પ્રયત્ન ન થાય તો પણ એ જૂના જમાનાના અવશેષ જેવું જ રહેશે નવીન કેળવણીના હિમાયતી શિક્ષક માટે નીતિશિક્ષણનો આ માર્ગ પણ અનુકૂળ નથી

રચનાત્મક ક્રમ માટે મારે કોઇ પણ એક

શબ્દમા સમજાવી દેવુ હોય તો તેને હુ 'વાતાવરણુ' એવુ નામ આપુ શિક્ષક પોતાની આસપાસ તેમ જ જ્યા જ્યા પોતાનો વિદ્યાર્થી પડે ત્યા ત્યા વાતાવરણુ જ એવુ ઉભુ કરે કે જે વાતાવરણુમાથી બાળક પોતાની મેળાએ નીતિનુ શિક્ષણુ પીતો રહે આવુ વાતાવરણુ પોતાની શાળામા હોય, શાળાની બહાર પણુ હોય અને બાળકને ઘરે પણુ ઉભુ કરવાના પ્રયત્નો થયા હોય કોઇ પણુ શિક્ષકને માટે આ કામ સહેલુ નથી શિક્ષકનુ આખુ જીવન એવા પ્રકારનુ રચાયુ હોય કે જેને લીધે તેના જીવનના નાના મોટા દરેક પ્રસગમાથી બાળક નીતિ નીતરતી જુએ, આનો અર્થ શિક્ષકનુ પોતાનુ જીવન નીતિની દૃષ્ટિએ શક્ય તેટલુ આદર્શ હોવુ જોઇએ અહી એક વાત ધ્યાનમા રાખવા જેવી છે પોતાના વિદ્યાર્થીને નીતિમાન બનાવવા માટે વિદ્યાર્થી હાજર હોય તેટલા વખત પૂરતુ નીતિનુ આદર્શ જીવન બતાવનાર શિક્ષક નીતિના શિક્ષણુ માટે શુદ્ધ વાતાવરણુ પેદા કરી શકવાનો નથી બીજાને માટે નીતિમાન બનવુ તે ઢોગ છે જૂની ઘરેડના શિક્ષકોમા આવો એક વર્ગ હયાતી ધરાવે છે, માટે આ ચેતવણી છે શિક્ષકનો ધધો એ મોટે ભાગે આત્મોન્નતિનો ધધો છે, એટલે જેટલે અંશે

શિક્ષક પોતે પોતાના જીવનને શુદ્ધ બનાવી શક્યો હશે, તેટલે જ અંશે વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતર માટે શુદ્ધ વાતાવરણ તે પેદા કરી શકવાનો છે

શિક્ષકના વ્યક્તિત્વથી આગળ જઈ સમગ્ર શાળાના વાતાવરણનો પણ વિચાર કરવાનો રહે છે શાળાના નિયમો, ધારાધોરણો, વ્યવસ્થાના તંત્રો, શિક્ષણની પદ્ધતિઓ વગેરે બધાયમાં એક એવા પ્રકારની શુદ્ધિ આવી જવી જરૂરી છે કે જેના પરિણામે નીતિનુ ઉચ્ચ વાતાવરણ પેદા થાય એ વાતાવરણમાં હરઘડી વિદ્યાર્થી નહાતો રહે તો પછી નીતિના સીધા ઉપદેશની કશી જરૂર રહેવાની નથી શાળાની સમગ્ર પ્રવૃત્તિમાં આવુ વાતાવરણ કેમ પેદા કરી શકાય તેની વિગતોમાં અહીં નહિ ઉતરીએ પરંતુ એટલુ તો જાણી લેવાની જરૂર છે કે શાળામા જેટના પ્રમાણમાં શુદ્ધ સ્વાતંત્ર્યને અવકાશ હશે, શાળામાં જેટલા પ્રમાણમાં વિદ્યાર્થિસ્વરાજને તક મળી હશે, શાળામા જેટલા પ્રમાણમા સહકાર સાધવાના અનુકૂળ માર્ગો રચાયા હશે, શાળામાં જેટલા પ્રમાણમાં શિક્ષક વિદ્યાર્થી વચ્ચે પ્રેમ જામ્યો હશે, તેટલા પ્રમાણમા શાળાના વાતાવરણમા નીતિ ઓતપ્રોત થઇ ગઇ હશે

શાળાથી બહાર જઈએ એટલે ઘર ઉપર

આપણી નજર પડે છે. શાળાના શિક્ષકનો અધિકાર ઘર સુધી હજી પહોંચ્યો નથી. પરંતુ શિક્ષકનું ચારિત્ર્ય અને શાળાનું સમગ્ર વાતાવરણ વિદ્યાર્થી ઉપર એવી અસર કરે છે કે શાળાના વાતાવરણમાં ઉછરતો વિદ્યાર્થી ઘરમાં એથી વિરુદ્ધ વાતાવરણ દેખે ત્યારે ગૂંગળાવા લાગે છે. આપણી નજર આગળ આનું દર્શન થાય કે તરત જ આપણે તેનો લાભ લેવા દોડવું જોઇએ. વિદ્યાર્થી ઘરમાં રહેવાને બદલે શાળામાં રહેવાનું પસંદ કરે, વિદ્યાર્થી પોતાનાં માબાપના કરતા શિક્ષકનો સંગાથ વધારે ઇચ્છે, વિદ્યાર્થી માબાપને બદલે શિક્ષક પાસે પોતાનું અંતર ખોલે, એવા એવા પ્રસંગો તે વિદ્યાર્થીની ઘરમાં અકળાયેલી સ્થિતિના દૃષ્ટાંતો હોય છે. શિક્ષક આ પરિસ્થિતિનો ખૂબ લાભ લઇ શકે છે. આવા પ્રસંગોએ વિદ્યાર્થીને માબાપથી છૂટો પાડી દેવાને બદલે શિક્ષક તેને તેમની વધારે નજીક લઇ જઇ શકે છે જેટલી વિદ્યાર્થીની મૂંઝવણ તેટલી જ માબાપની પણ હોય છે. એટલે શિક્ષકે તુરત જ એવા વિદ્યાર્થીનાં માબાપ પાસે પહોંચી જવું અને તેના બાળકની મૂંઝવણો દ્વારા માબાપની મૂંઝવણો પારખી લેવી. આ તક એવી હોય છે કે જ્યારે માબાપ પોતે શિક્ષકનો સહકાર સાધવા અત્યંત આતુર હોય. જો

## પ્રશ્નોત્તર

પ્રશ્ન: શિક્ષણસંસ્થાની વ્યવસ્થા ધર્માચાર્ય કરે તે વિષે આપનો શો અભિપ્રાય છે?

ઉત્તર: જૂના કાળમાં શિક્ષણસંસ્થાઓનું તંત્ર મોટે ભાગે ધર્મના આચાર્યોના જ હાથમાં હતું. અરે, એમ શા માટે? ધર્મના આચાર્યો પોતાના આશ્રમોને જ શિક્ષણની સંસ્થાઓ બનાવતા. શિક્ષણ લેવા તૈયાર તેવાં રાય કે રંક તમામનાં બાળકોને ધાર્મિક આચાર્યના આશ્રમોમાં સ્થાન મળતું. શિક્ષણની પ્રથામાં ગુરુપદ્ધતિ તે સમયે પ્રાધાન્ય ભોગવતી. ગુરુકુલવાસ વિદ્યાના અર્થી માટે આવશ્યક લેખાતો. વિદ્યા લેવા આવેલો જિજ્ઞાસુ બાળક ગુરુના ચરણોમાં બાલભાવે બેસતો. ગુરુ પોતાની પાસેનું તમામ વિદ્યાધન તેના માટે ખુલ્લું

પોતાની મૂંઝવણોનો ઉકેલ શ્રદ્ધાથી જ સ્વીકારતો. વિદ્યાર્થીનું વ્યક્તિત્વ ગુરુના વ્યક્તિત્વમાં સમાઇ જતું. ગુરુને મન પણ વિદ્યાર્થી કોઇ પરાયો નહિ પણ પોતાના જ બાળક સમ હતો. ગુરુ શિષ્યના પ્રેમ અને વિશ્વાસભર્યા સમ્બંધોમાં તમામ શિક્ષણ શાસ્ત્ર સમાપ્ત થતું. બહુશ્રુત અને અનેકવિદ્યાવિશારદ ગુરુ જુદીજુદી જાતના અનેક વિદ્યાર્થીઓને પહોંચી વળી શકતા ગુરુપદ્ધતિના આ જમાનામાં કેળવણીનું કામ જીવનની દૃષ્ટિથી પણ થતુ, કારણ કે તે કાળનો ગુરુ કોઇ વિશિષ્ટ એવા એક વિષયનો માત્ર નિષ્ણાત ન હતો, તે કાળનો ગુરુ કોઇ ભાડુતી પગારદાર નોકર ન હતો

વિદ્યાવ્યાસંગ એ તે જમાનાના ગુરુઓનો જીવનવ્યવસાય હતો. અધ્યયન–અધ્યાપન એ તે જમાનાના ગુરુઓ માટેનું એક જ ધર્મકૃત્ય હતું. જીવનલક્ષ્યની સિદ્ધિને અર્થે ગુરુઓ જે જે કર્મ આચરતા તે બધામાં અધ્યાપનના કાર્યને અતિ ઘણું મહત્ત્વ આપતા. જીવનભરનો તેવો વિદ્યાભ્યાસી ગુરુ પોતાના વિદ્યાર્થીમાં બહુ જ સહેલાઇથી જ્ઞાનજ્યોત પ્રગટાવી શકતો તે કાળે વ્યક્તિજીવન આટલું વિવિધરંગી ન હતું, અને સમષ્ટિજીવન આટલું અટપટું ન હતું. તે કાળના ગુરુશિષ્યનો પ્રેમજ

સહકાર સામાન્ય પરિસ્થિતિમાં નથી મળી શકતો, તે સહકાર આવી પરિસ્થિતિમાં વધારે સંગીન સ્વરૂપે આપણે મેળવી શકીએ છીએ. માબાપની પાસે તેમની અને તેમના બાળકની મૂંઝવણો રજુ કરવી, તેનું પૃથક્કરણ કરી બતાવવું, અને તેના સાચા ઉપાયોનું દર્શન કરાવવું આવા પ્રસંગોએ માબાપોને આપણે શાળા તરફ વાળી શકીએ. તેઓ શાળામાં આવીને શાળામાં કઈ જાતનું વાતાવરણ પ્રવર્તી રહ્યું હોય છે તે નજરે નીહાળે અને પોતાના ઘરમાં તેવી જ જાતનું વાતાવરણ પેદા કરવાના પ્રયત્નો શિક્ષકના સહકારથી આદરે.

સંબંધ જ કેળવણીના કાર્યને સરળ બનાવી દેતા

પરંતુ એ ગુરુજમાનો આજે નથી, તે જમાનાની સરલતા આજે નથી, તે જમાનાની પ્રભુતા આજે નથી, અને તે જમાનાના માણસો પણ આજે નથી. શિક્ષણનું કાર્ય આજે એક પ્રકારનું ધંધાદારીનું કાર્ય બની ગયેલું છે શિક્ષણના ધંધામાં આજે બહુશ્રુતતા તથા અનેકવિષયપારગતતા નથી દેખાતા આજનો જમાનો નિષ્ણાતોનો છે સાથે સાથે જ આજના ગુરુઓ બદલા ઉપર પોતાનું કામ ચલાવે છે આજની શિક્ષણસંસ્થાઓ ધર્માચાર્યોના હાથમાં રહે તે ઇષ્ટ ભલે હોય, પરંતુ આગળના જમાના જેટલું સ્થાન ધર્માચાર્યોનું આજે રહ્યું નથી. આજનો જમાનો ધર્માચાર્યની

ધાર્મિક હોય, આજના ધર્માચાર્યો કોઇ કોઈ મહુશ્રુત હોય, પણ તેઓ વિશેષ કરીને પથાગ્રહી હોય છે કેળવણીના વિશુદ્ધ કાર્યને માટે કોઇ પણ વસ્તુની બહુ જ આવશ્યકતા હોય તો તે ધર્મના વિષયમા ઉદારતાની છે ધર્મના પથોનો આગ્રહ શુદ્ધ કેળવણીના માર્ગમા બહુ જ આડે આવે છે માણસ સ્વાનુભવના પથ ઉપર આવીને વિચાર-પક્વતા મેળવે ત્યાર પછી મોટી ઉમરે પોતાના માટે કોઇ પણ એક પથ સ્વીકારે, અને પોતાના જીવન પૂરતો તે પથનો આગ્રહ સેવે તેમા કશુ જ ખોટુ નથી, પરતુ તે આગ્રહ કેળવણીના શુદ્ધ કાર્યને રગે તો કેળવણીનુ કાર્ય તેટલુ કનુષિત બને. પથાગ્રહ વિનાના ધર્માચાર્યો આજે આપણને મળવા મુશ્કેલ છે, માટે જ તો આજની શિક્ષણ-સસ્થાઓ ધર્માચાર્યોના હાથમા મૂકતા શિક્ષણના વિચારકો ડર ખાય છે ધર્માચાર્યોમા જેટલી જ્ઞાનની વિપુલતા હોય છે તેટલી મતસહિષ્ણુતા વધે તો શિક્ષણસસ્થાઓ તેમના હાથમા શોભા રૂપ બને શિક્ષણસસ્થાઓને ધર્માચાર્યોના હાથમા મૂકવી જ હોય તો ધર્મનો અત્યત વિશાળ અર્થ આપણે કલ્પવો જોઇએ ધર્મ એ કોઇ પથમાં ભરાઇ રહેતી વસ્તુ નથી મુક્તિને માટે કોઇ મારતા

આત્માને જે કોઇ માર્ગ વધારે ઉપકારક અને રુચિકર દેખાય છે તે માર્ગનુ તે અનુસરણ કરે છે આવુ અનુસરણ કરવામા જે જે વૃત્તિઓનો આવિષ્કાર થાય તે બધી વૃત્તિઓને ધાર્મિક કહી શકીએ ધર્મનો આવો વિશાળ અર્થ જે કોઇ કરે અને તેને આચરણમા ઉતારે તે સાચો ધાર્મિક પુરુષ છે આજના ધર્માચાર્યોનુ માનસ આ વિચારને ગ્રહે તો ધર્મની અંદર ભારે મહત્ત્વના ફેરફારો થઇ જાય કેળવણી એ જેમ જીવનની સર્વવ્યાપી વસ્તુ છે, તેમ જ ધર્મ જીવનને માપી લેનાર સર્વવ્યાપી તત્ત્વ છે જીવનલક્ષ્યની સિદ્ધિ અર્થે જે સાધનો મનુષ્યને પ્રાપ્ત કરવાના રહે છે તે ધાર્મિક કેળવણી વડે પ્રાપ્ત કરી શકાય છે એટલા માટે જ આ પ્રકારના ધર્મ વિનાની કેળવણી તે કેળવણી નથી, અને કેળવણીના તત્ત્વોને અવગણે તે ધર્મ નથી.

ધર્મ નથી જ, એમ આજે સૌ કોઇને સમજાવા લાગ્યુ છે

ક્રિયાકાંડ બહુ જ ઓછા માણસોના જીવનમાં સાચો ધર્મ જગાવી શકે છે તે વાત વધારે સ્પષ્ટ થતી જાય છે આનુ કારણ ધર્મની આજની ક્રિયાઓ અંતરમાંથી ઉગેલી હોવાને બદલે ઉપરથી લદાયેલી હોય છે આવી પરાણે ઠોકી બેસાડેલી ક્રિયાઓ મનુષ્યનુ જીવન કેટલુ જડ અને કૃત્રિમ બનાવી દે છે તે હકીકત હવે સિદ્ધ કરવાપણુ નથી. આમ હોવા છતા આપણે ધર્મના ક્રિયાકાંડનો આગ્રહ શા માટે રાખીએ ? જે સંસ્થા બીજા ધર્મપંથના વિદ્યાર્થીઓને પોતાને ત્યા સ્થાન આપી ઉદારતા અને ધર્મસહિષ્ણુતા બતાવી શકે છે તે સંસ્થામા ક્રિયાકાંડનો દુરાગ્રહ ન હોય તેવી આશા રાખવી વધારે પડતી નથી

હા ધર્મ સ્થૂળ આવિષ્કાર માગે છે તે વાત સાચી પણ આવિષ્કાર એ મનુષ્યના અંતરમાંથી સૂક્ષ્મનો ધક્કો લાગ્યાનું પરિણામ હોય છે આને બદલે ધર્મને આવિષ્કાર હોવો જ જોઇએ તેમ માની લઇ આપણી પોતાની માન્યતા પ્રમાણે તે આવિષ્કારનુ સ્વરૂપ નક્કી કરીએ અને બીજાના ઉપર લાદીએ તો તેમાથી કદી ધર્મ જન્મે નહિ-

આજના આપણા ધાર્મિક ક્રિયાકાંડોનુ સ્વરૂપ આ રીતે મોટે ભાગે ઉપરથી લદાયેલુ હોય છે કોઇ પણ વસ્તુને ઉપરથી લાદવાની હોય જ નહિ, એ સત્ય જો આપણે કેળવણીની સસ્થાવાળા સ્વીકારતા હોઇએ તો ધર્મ જેવી ઉચી પારમાર્થિક વસ્તુને આપણે કદી પણ ઉપરથી લાદવાનો વિચાર સરખો કરી શકીએ નહિ.

આમ છતા આત્મા માત્ર ધર્મજિજ્ઞાસુ છે, અને કોઈ પણ એક પ્રકારના આવિષ્કારનો ભૂખ્યો છે, એમ માનવામા આપણને શો બાધ નથી આ આવિષ્કાર આત્માના અતરનો હોય બહારનો નહિ કોઇ પણ શિક્ષણની સસ્થામા અને તેમાયે છાત્રાલય જેવી સસ્થામા જ્યા વિદ્યાર્થીનો મોટો સમૂહ રહેતો હોય ત્યા, ધર્મના આવિષ્કારને સપૂર્ણ અવકાશ હોવો તો જોઇએ જ આવો આવિષ્કાર વધારે પ્રમાણમા શુદ્ધ, સાત્વિક અને સ્વતત્ર હોય તે જ કેળવણીની સસ્થાને શોભે. વિચાર કરતા આપણને માલૂમ પડે છે કે સમૂહ-પ્રાર્થના તે કંઇક અશે આવુ સર્વસામાન્ય સ્વરૂપ બની શકે પોતાના અતરમા રહેલી ધર્મ-ભાવનાને પ્રગટ કરવા મથતા કોઈ પણ આત્માને પરમ શક્તિની પ્રાર્થના સામે વિરોધ જાગતો હોતો

નથી અને તેથી સમૂહપ્રાર્થના એ ધર્મના ક્રિયા-કાંડોમાં આજનુ સર્વસામાન્ય અને સર્વસંમત સ્વરૂપ લેખી શકાય. અલબત્ત આવી પ્રાર્થનાઓ પણ ફરજિયાત ન હોવી જોઇએ જ્યાં ધર્મનુ શુદ્ધ વાતાવરણ હોય છે જ્યાં ધાર્મિકતાને પોષે તેવા તત્ત્વોનુ પાલન હોય છે ત્યાં પ્રભુપંથે જવા ઝંખતો આત્મા પ્રાર્થના કરવા જરૂર પ્રેરાય એટલે આપણ શિક્ષણકારોનુ કર્તવ્ય તો સમૂહપ્રાર્થના યોજવાનુ, તેને યોગ્ય તેવી પરિસ્થિતિ તેમ જ વાતાવરણ રચવાનુ અને તેને નિયમિત રીતે પાળવાનુ જ માત્ર રહે છે આપણે એટલુ કરી છૂટીએ તો પછી ધાર્મિક ક્રિયાકાંડની દિશામા કેળવણીને બંધબેસતુ યોગ્ય પગલુ ભર્યું ગણાય. આવી સમૂહપ્રાર્થનાઓ માતૃભાષામા હોય વિવિધતા ભરેલી હોય સમજાય તેવી હોય શુદ્ધ વિચારોની વાહક હોય એ બધા તત્ત્વો તો મુક્ત કેળવણીની વિચારસરણીમા હોય જ હોય. તેથી તે સબંધે વિગતવાર લખવાનુ અહીં પ્રયોજન નથી

ધાર્મિક શિક્ષણનો પ્રબંધ આવી સસ્થામા કેવો હોય? એ પ્રશ્ન આપણને સૌથી વધારે મૂઝવે તેવો હોય છે સસ્થા એક જ ધર્મપંથની હોય ધર્મસહિષ્ણુતા બતાવી શકતી હોય તેમ જ આપણે

વિચારી ગયા તે પ્રમાણે ધર્મના ક્રિયાકાંડનું બહુ જ ઉદાર સ્વરૂપ સ્વીકારીને ચાલતી હોય, તે ઠેકાણે ધાર્મિક શિક્ષણનો પ્રબંધ પણ એ જ ધર્મસહિષ્ણુતાના સિદ્ધાંત અનુસાર ઉદાર સ્વરૂપ પકડે તેમ આપણે સહુ કોઇ ઇચ્છીએ ધર્મશિક્ષણને ઉદાર સ્વરૂપ આપવાનો વિચાર કરનારા આપણે પણ જ્યારે એની વ્યવહારૂ યોજના મૂકવા બેસીએ છીએ ત્યારે ભારે મૂંઝવણમા આવી પડીએ છીએ. ધર્મશિક્ષણ માટે અલાયદો ધર્મશિક્ષક રાખવો કે નહિ, ધર્મશિક્ષણને સંસ્થાના સમયપત્રકમા વિશિષ્ટ સ્થાન આપવું કે નહિ, ધર્મશિક્ષણ માટે પાઠ્યપુસ્તકોનો ક્રમ યોજવો કે નહિ, એવુ ધર્મશિક્ષણ ઉગ્યુ છે કે નહિ તેની તપાસ અર્થે કાંઇક સર્વસામાન્ય ધોરણ સ્વીકારવુ કે નહિ: આ બધા પ્રશ્નો આપણી પાસે તુરત જ ખડા થાય છે ઉદારમાં ઉદાર મતવાદી પણ પોતાના મતને વિસરી શકતો નથી, અને પોતાના ધર્મપંથને અવગણી શકતો નથી મનુષ્યસ્વભાવને સહજ તેવી વ્યવહારૂ યોજના ઘડવા જતાં આખરે તે અલાયદા ધર્મશિક્ષકની નિમણૂક કરવામાં, પાઠ્યપુસ્તકો રચવામાં, સમયપત્રકમા તેને સ્થાન આપવામાં, અને તપાસનું કોઇ નિશ્ચિત ધોરણ સ્વીકારવામા જ પરિણમે છે. આ આપણો

સહુ કોઈનો અનુભવ છે ધર્મપંથીઓના ઉદાર આશ્રયથી ઉભી થયેલી સંસ્થાઓમા જઈને જોઈએ તો આજે આપણને આ જ વસ્તુ હાથ લાગે છે

પણ ધર્મશિક્ષણ ઉપર ગણાવ્યા પ્રમાણે તેનાં વ્યવહારૂ પગલાઓથી કેટલુ શક્ય બને છે તેનુ પૂરેપૂરૂ માપ આપણને હજી નથી આવ્યુ જૂની વિચારસરણીના લોકો આવી યોજનાનુ કંઈક સારૂ પરિણામ તો આવે જ તેમ માને છે આવી માન્યતાનું માપ દિવસની થોડીએક મિનિટો માણસ ધર્મધ્યાનના સ્થૂળ વ્યવહારમા પણ ગાળે તે વડે તેઓ માપતા હોય છે આખા દિવસ દરમિયાન ગમે તે જાતના મા ત્વ નિર્બળતાને સહજ એવા કૃત્યો માણસે કર્યા હોય તો પણ સવારે અથવા તો સાંજે થોડીક પળો પોતાના સર્જનહારને સંભારવામા તેની કૃપા અને ક્ષમા માગવામા અથવા તો સ્થૂળ મૂર્તિપૂજાના સ્વરૂપે ઈશ્વરને આરાધવામા ગાળે તો પણ માણસ ધર્મની દિશામા થોડાંક પગલા માંડે છે એમ તેઓ પ્રામાણિકપણે માનતા હોય છે બીજી બાજુ નવીન વિચારના લોકો ધર્મના સ્થૂળ વ્યવહારમાંથી ઉભા થતા ઢોંગને દેખીને ગૂંગળાઈ જતા હોય છે અને એક ક્ષણ પણ પોતાના સર્જનહારને સંભારવામાં

ગાળી હોય છતાં તેનું કશું જ પરિણામ માણસના ત્યાર પછીના સમગ્ર જીવન ઉપર ન દેખાય, તેમાં તેઓ નરી આત્મવંચના દેખે છે દિવસના વ્યવસાયના ભાગમાં માણસ ગમે તે કૃત્યો કરે, પણ પછી દિવસનો કોઇ ચોક્કસ ભાગ નિશ્ચિત કરી ઈશ્વરના નામે બીજા દિવસનાં અનિષ્ટ આચરણોનો પરવાનો મેળવી લે, તેમા આ લોકોને પોતાની તેમ જ પોતાના માની લીધેલા ઈશ્વરની વચના થતી દેખાય છે. આવી રીતે આત્મવંચના, સમાજવંચના કે પ્રભુવંચના કરવાને બદલે માણસ પોતાના અંતરાત્માને જાગ્રત રાખી કોઇ પણ ધર્મના બાહ્યાચારને વળગી રહ્યા વિના પોતાનુ જીવન વહાવ્યે જાય એમા તે લોકોને વધારે ધર્મ લાગે છે. એટલા જ માટે, જેમ જૂના વિચારના લોકો ધર્મના બાહ્યાચાર માટે અને એ બાહ્યાચારોને પોષણ આપતી ધાર્મિક સંસ્થાઓ માટે આગ્રહ ધરાવે છે, તેમ જ અને તેટલો જ આગ્રહ નવીન વિચારના લોકો ધર્મના બાહ્યાચારના ત્યાગને માટે અને તેવા તેમને મન ઢોંગી લાગતા બાહ્યાચારોને પોષનારી ધાર્મિક સંસ્થાઓના નાશ માટે ધરાવે છે. જૂના વિચારના લોકો ધર્મનો બાહ્યાચાર અને તેને પોષનારી સંસ્થાઓ નહિ ટકી

રહે તેમાં ધર્મનો નાશ દેખે છે; જૂના વિચારના લોકો ધર્મના બાહ્યાચારને ટકાવી રાખવામાં અને તેને પોષક તેવી સંસ્થાઓને સ્થાપવામાં જ ધર્મનું રક્ષણ સમજે છે ત્યારે નવા વિચારના લોકો ધર્મના બાહ્યાચારોને વહેલામાં વહેલી તકે નાબૂદ કરવામાં અને તેને પોષનારી તમામ સંસ્થાઓને જમીનદોસ્ત કરવામાં ધર્મનું સાચું રક્ષણ સમજે છે

આ ઉપરાંત આજના સમાજમાં એક ત્રીજો ઉદ્દામ પક્ષ હયાતી ધરાવે છે આ પક્ષ ધર્મના ક્રિયાકાંડોથી અને એ ક્રિયાકાંડો દ્વારા પોષાતા વ્હેમથી એટલો બધો ત્રાસી ગયો હોય છે કે તેને મન ધર્મના બાહ્યાચારોનો વિચાર અથવા બાહ્યાચારોને પોષક સંસ્થાઓનો વિચાર એ કેવળ મૂર્ખાઇ લાગે છે બાહ્યાચારોથી ધર્મ પોષાતો નથી એટલા માટે કેવી જાતનું નવું પોષણ નીપજાવવું તેમ જ આજની સંસ્થાઓને જમીનદોસ્ત કરીને નવીન ધર્મના નિર્માણ માટે કેવા પ્રકારની સંસ્થા ઉભી કરવી તેવો બીજા પ્રકારના ધર્મસુધારકોનો વિચાર સ્વીકારવામાં આ ત્રીજો પક્ષ નર્યો માનવદ્રોહ સમજે છે આ ત્રીજો પક્ષ વળી 'ધર્મ' નામ સાંભળીને જ એટલો બધો ત્રાસી ગયો હોય છે કે ધર્મ જેવી કોઇ ચીજને મોઢેથી સ્વીકારવાની ના

ત્રણે પ્રકારના માણસો પોતાના બાળકોને શિક્ષણ-સંસ્થાઓમાં અભ્યાસાર્થે મોકલે પણ છે. આવા ઘરોના ચિત્રવિચિત્ર સંસ્કારોને લઈને આવેલા છોકરાઓ એક સંસ્થામાં ભેગા થાય અને તેમાંયે જુદા જુદા ધર્મપંથનાં માબાપોના છોકરાઓ હોય, ત્યારે તો તેવી સંસ્થામાં ધર્મશિક્ષણનો પ્રશ્ન ઘણો વિકટ બની રહે છે. જે કોઈ પણ પ્રકારનો ધર્મ-શિક્ષણનો પ્રબંધ આવી સંસ્થા સ્વીકારે છે તે ત્રણે મતના માણસોને મંજૂર જ હોય તેવું બનવું મુશ્કેલ છે. જે સંસ્થાઓમાં આવા ચિત્રવિચિત્ર વિદ્યાર્થીઓ એકઠા થતા હોતા નથી તે સંસ્થા ઉપર તેવા માણસોનો થોડો ઘણો પણ દોર તો હોય જ છે. એટલે એ રીતે જોતાં સંસ્થા માત્રનો ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન જરાયે ઓછો નથી થતો. આવી પરિસ્થિતિમાં ધર્મશિક્ષણનો પ્રબંધ આજે જે રીતે કરવામાં આવે છે તેના કરતાં કંઈક જુદી જ રીતે થવો જોઈએ. એના ધર્મશિક્ષણના પ્રબંધમાંથી પંથાગ્રહ નીકળી જવો જોઈશે. સડી ગયેલી રૂઢિઓનું મહત્ત્વ કાઢી નાખવું પડશે. બાહ્યાચારનાં ઢોંગોને પોષી નહિ શકાય. તેમ જ સિદ્ધાંતના ઓઠા નીચે ઓથી વ્યક્તિપૂજાનો અંત આણવો પડશે. ધાર્મિક શિક્ષણના આ નવીન પ્રબંધના આટલા

નિષેધાત્મક તત્ત્વો તેના વિધેયાત્મક તત્ત્વોમા હદ વની ઉદાત્તતા જોઇશે, નીતિને ધર્મનું પ્રવેશદ્વાર ગણવુ જોઇશે, જગતના ધર્મો તરફ સહિષ્ણુતા ઉભી કરવી જોઇશે, અને તુલનાત્મક અભ્યાસનુ મહત્ત્વ વધારવુ જોઇશે, વ્યક્તિજીવનમા શુદ્ધ ચારિત્ર્યને અગ્રસ્થાન મળવુ જોઇશે સમષ્ટિજીવન અને વ્યક્તિજીવનનો સુમેળ જોઇશે અને એ બધા સાથે યુગધર્મનુ મહત્ત્વ સ્વીકારવુ પડશે ધર્મશિક્ષણની આ નવીન પ્રથા જેમ આત્મોન્નતિની ગગનવિહારી ઉદાત્ત કલ્પના ઉપર નિર્ભર હશે, તેવી જ રીતે તેનુ મડાણ શુદ્ધ શાસ્ત્રીય દૃષ્ટિ ઉપર રચાયેલુ હોવુ જોઈશે ગમે તેવી ભાવનાને પણ શાસ્ત્રીય પ્રથા ઉપર નિર્ભર કરવામા નહિ આવે તો એ ભાવના જડતા ઉત્પન્ન કરનારી અને વહેમોને પોષનારી નીવડે છે અહીં રજુ કરેલી ધાર્મિક શિક્ષણની નૂતન પ્રથાનો સામાન્ય વ્યવહાર આ નીચે આપવાનો યત્ન કરવામા આવે છે

કહેવત છે કે શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્ અને ખરેખર ધર્મપ્રાપ્તિ માટેનુ સૌથી વધારે અગત્યનું ગણાયેલુ કોઈ પણ સાધન હોય તો તે શરીર છે. ધાર્મિક શિક્ષણના પ્રબંધમા બધી વસ્તુઓ તરફ લક્ષ આપવામા આવતુ હશે, પરંતુ શરીર તરફ

તો નહિ જ કર્મેન્દ્રિય વા જ્ઞાનેન્દ્રિયનો પણ યોગ્ય વિકાસ નહિ મેળવેલા બાળક પાસે આત્માની કે ધર્મની વાતો કરવી તે કેવળ મૂર્ખાઇ છે ધર્મ-શિક્ષણ આપવા ઇચ્છનારે તેવા શિક્ષણ માટેના ચોક્કસ પગલા વિચારપૂર્વક નક્કી કરવા જોઇએ, અને એટલા જ માટે મનુષ્યની કેળવણીના ધાર્મિક શિક્ષણના અગનો વિચાર કરતી વખતે પ્રથમ સ્થાન આપણે શરીરને આપવુ ઘટે માટે જ ધાર્મિક શિક્ષણનુ પ્રથમ પગથિયુ તે વ્યક્તિના વા સમષ્ટિના શારિરીક આરોગ્યને લેખી શકાય. બાળકના જીવનમા સાચી ધાર્મિકતા પ્રગટ કરાવવા ઇચ્છા રાખતા ધર્મશિક્ષકે તેને પ્રથમ વ્યક્તિઆરોગ્ય તરફ વાળવુ જોઇએ બાળક પોતાના શરીરને દરેક રીતે સ્વચ્છ રાખતા શીખે એટલે કે નાક આખ કાન દાત, વાળ, ચામડી, નખ વગેરે વસ્તુઓની સ્વચ્છતા વ્યક્તિગત આરોગ્ય ઉપર કેટલી જબ્બર અસર કરે છે તેનુ ભાન તેને પ્રથમ થવુ જોઇએ ખોરાક કેવો ખાવો, કેવી રીતે ખાવો અને કેટલા પ્રમાણમા ખાવો એ બધી બાબતોનો પણ વ્યક્તિ આરોગ્યમા જ સમાવેશ થઇ જાય વ્યક્તિઆરોગ્યની આટલી જાગ્રતિ જે બાળકોમા આવે તે વ્યક્તિગત ધર્મ તરફ વળવા માંડે છે તેમ સમજવુ.

બાળકો સુધી તમામને સુંદર વાર્તાઓ સાંભળવી ખૂબ ગમે છે. શિક્ષણપદ્ધતિમાં પણ વાર્તા દ્વારા શિક્ષણ આપવાની રીત અત્યંત મનોહર અને ફળદાયી માલૂમ પડી છે. પ્રાચીન યુગમાં વાર્તાઓ દ્વારા સુંદરમાં સુંદર તત્ત્વોનું શિક્ષણ આપી દેવામાં આવતું હતું; આજે પણ લોકશિક્ષણનો પ્રયત્ન કરનારાઓ વાર્તાનો આશ્રય મોટે ભાગે લે છે. શિક્ષણપદ્ધતિ તરીકે વાર્તાપદ્ધતિ એક અણમોલું સાધન પુરવાર થયું છે. સામાન્ય નિયમોના શિક્ષણમાં આ પદ્ધતિએ જે સફળતા મેળવી છે તે જોતાં ધર્મશિક્ષણ જેવી બાબતમાં એ પદ્ધતિનો આશ્રય બહુ લાભદાયી નીવડે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે "*શિખામણના શબ્દો કરતાં આચરણ વધારે સારું.*" નાની વયના વિદ્યાર્થીઓ પાસે ઉન્નત આત્માઓનાં ચરિત્રો વાર્તાઓ દ્વારા રજુ કરવામાં આવે તો ધર્મશિક્ષકોનાં સેંકડો પ્રવચનો જે કામ ન કરી શકે તે કામ પાર પાડી શકાય. આ લેખકનો એવો અનુભવ છે કે *જીવનનાં સત્યોને જે જે* મહાપુરુષોએ પોતાના જીવનમાં વણી દીધાં હતાં, તેવા પુરુષોનાં ચરિત્રો વાર્તા દ્વારા રજુ કરવામાં આવે છે ત્યારે વિદ્યાર્થીઓ ઉપર તેની બહુ ભારે અસર થાય છે. આપણા

સહુ કોઇનો એક એવો અનુભવ તો છે કે ચરિત્રોના વાચનથી વિદ્યાર્થીઓમા જે સાહસની ભાવના, જે વીરતા, અને હૃદયની સૂક્ષ્મ લાગણીઓનુ જે ભાન જાગે છ તે બીજા કશાથી નથી જાગતુ જીવનચરિત્રોના વાચન પછી આજના કેટલાયે જુવાનો જુદા જુદા મહાપુરુષોને પોતાના આદર્શ-સ્થાને સ્થાપે છે, અને હરકોઇ પ્રયત્ને તેવા બનવા મહેનત કરે છે વિદ્યાર્થીઓના જીવનમા ધર્મનીતિના તત્ત્વો ઉગે અને પોષાય તેવી અભિલાષા ધરાવનાર આપણે તેમની પાસે ધર્માત્માઓના આકર્ષક ચરિત્ર

વિદ્યાર્થી તેરચૌદ વર્ષની ઉંમરનો થાય ત્યારે ધર્મશિક્ષણના ત્રીજા પગથિયા પર તેને લઇ જઈ શકાય આ ત્રીજુ પગથિયુ તે સ્વધર્મને બરાબર પિછાનવાનુ હોય માણસ જન્મે છે ત્યારથી પોતાના કુટુબમા પ્રસરી રહેલી અનેક જાતની હવાને પીતો રહે છે આ હવામા જેમ સામાજિક રીત રિવાજો આવે અથવા તો રહેણીકરણીના સામાન્ય યા તો વિશિષ્ટ નીતિનિયમો આવે, તેવી રીતે જ કુટુબમા ઉભુ થયેલુ ધર્મનુ વાતાવરણ પણ આવે. કુટુબધર્મ ઉપર દેશધર્મની અને માનવધર્મની હમેશા સબળ અસર પડેલી હોય જ છે કુટુબધર્મ એ બધી અસરોને જો ઝીલતા શીખ્યો હોય તો તે ખરેખર ઉદાર અને સસ્કારી હોય આજે આપણે ત્યા આ સ્થિતિ નથી પ્રવર્તતી કુટુબધર્મમા પથના આગ્રહને સૌથી વધારે સ્થાન મળે છે અને તેથી એ ધર્મ અત્યત સકુચિત બની ગયો છે આજની આપણી પદ્ધતિ બાળકને નાનપણથી જ મતાગ્રહ નીચે મૂકી ધર્મોના વાડામાં બાધી રાખવાની છે પરિણામે બાળક મોટુ થાય છે ત્યારે અને પોતાના વચનો ઉપર નિર્ભર બને છે ત્યારે તેવા મતાગ્રહી પથને લાત મારે છે એટલુ જ નહિ, પરતુ ધર્મ નામથી પણ ભડકે છે.

આ આપણે સહુ કોઇનો અનુભવ છે આ પરિસ્થિતિમાથી ઉછરતી પ્રજાને અને ખુદ ધર્મને પણ જો બચાવી લેવો હોય તો તેરચૌદ વર્ષની ઉમર સુધીના કોઇ પણ બાળક ઉપર પથાગ્રહ ચલાવવો નહિ જોઇએ. આનો અર્થ એવો તો નથી જ કે તેર ચૌદ વર્ષની ઉમરે વિદ્યાર્થી ઉપર ધર્મ-પથોના દમાણને છૂટ મળે છે પરંતુ વ્યક્તિ-આરોગ્ય અને સમષ્ટિઆરોગ્યના ધર્મના આદિ સ્વરૂપમાથી પસાર થયેલા અને મહાપુરુષોના જીવન-ચરિત્રોથી રગાયેલા કિશોર વયના બાળકો પાસે કુટુમધર્મ, તેના સિદ્ધાત અને વ્યવહાર રૂપે સાદામા સાદી રીતે આપણે ધરી શકીએ. જન્મથી જ કુટુબ-ધર્મની અસર તળે આવ્યા છતાયે એ ધર્મના પથાગ્રહમાથી મુક્ત રહેલ કિશોર ખુલ્લા દિલથી પોતાના કુટુમધર્મને ઓળખવા તૈયાર રહે છે આવે વખતે કુટુમના બાહ્યાચારોનો આગ્રહ પણ આપણે સેવવાનો નથી ધર્મવિચારના પરિશીલનથી બાહ્યાચાર તરફ કિશોર વિદ્યાર્થી વળે તો આપણે વાધો ન લઇએ. આ રીતે ધર્મનુ ત્રીજુ પગથિયુ એ સ્વધર્મના સિદ્ધાત અને આચારનો સાદો અભ્યાસ કહી શકાય અહી એ વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે આજે આપણા દેશમા જે

મુખ્ય ધર્મો છે તે ધર્મો નાના મોટા અનેકવિધ પથોમા વહેચાઇ ગયેલા છે ધર્મનુ ઉદાર શિક્ષણ આપવાનો આપણો વિચાર હોય તો વિદ્યાર્થીના કુટુબધર્મને પથમાથી મુક્ત રાખી જે ધર્મનુ તે અગ હોય તે ધર્મના સામાન્ય અભ્યાસ તરફ આપણે તેને વાળવો જોઇએ

વિદ્યાર્થી પદર સોળ વર્ષની ઉમરમા આવે ત્યારે ધર્મશિક્ષણના ચોથા પગથિયા તરીકે પોતાના ધર્મની સાથે જે અનેક ધર્મો તે જોઇ રહ્યો હોય છે તે ધર્મોના સામાન્ય અભ્યાસને આપણે તેની સામે મૂકી શકીએ આજે આપણી આસપાસ ધર્મની બાબતમા જે અસહિષ્ણુતા આપણે જોઇએ છીએ તેના બે મુખ્ય કારણો છે એક પોતાના પથનુ ખોટુ ઝનૂન અને બીજુ બીજા ધર્મનુ અજ્ઞાન દરેક ધર્મવાળા એમ જ સમજે છે કે મનુષ્યના મુક્તિના માર્ગનુ દર્શન પોતાના જ ધર્મમા યથાર્થ રીતે થયેલુ છે બીજા ધર્મો કયાં તત્ત્વો ઉપર બધાયેલા છે તે જાણવાની તેઓ દરકાર પણ કરતા નથી આવી પરિસ્થિતિ ચોમેર પ્રવર્તતી હોવાથી મનુષ્ય મનુષ્ય વચ્ચેની લડાઇનુ મુખ્ય કારણ સ્વધર્મનુ ઝનૂન અને પરધર્મનુ અજ્ઞાન હોય છે મનુષ્યના ઇતિહાસમા મોટા ભાગની

લડાઈઓ ધર્મ માટેની લડાઈઓ છે. ભાવિ પ્રજાને આમાથી બચાવી લેવા માટે ઉદાર ધર્મશિક્ષણનો પ્રબધ થવો જોઈએ; અને આ ઉદાર ધર્મશિક્ષણ એટલે જ દુનિયાના તમામ ધર્મોનુ યથાર્થ પરિ-શીલન પોતાના ધર્મમા જે જે સનાતન સત્યો વર્ણવેલા દેખાય છે તે સત્યો એક યા બીજા સ્વરૂપમા અન્ય ધર્મોમા પણ વેરાયેલા છે એવુ ભાન થવાની સાથે જ પરધર્મ તરફ આપણી દૃષ્ટિ ઉદારતા અને સહિષ્ણુતાભરી થઈ જાય છે. આવા જ્ઞાનવાળો મનુષ્ય પોતાના ધર્મને સમજવા સાથે પરધર્મને પણ બરાબર સમજવા મથે છે, અનેક ધર્મોનુ સામાન્ય જ્ઞાન તેનામા સાચી ધર્મજિજ્ઞાસા જન્માવે છે, અને જિજ્ઞાસુ મુમુક્ષુ બનવા પ્રેરાય છે

આપણો પ્રશ્ન આપણો વિદ્યાર્થી માધ્યમિક શિક્ષણ પૂરૂ કરે ત્યા સુધીમાં કયા પ્રકારનુ ધર્મ-શિક્ષણ આપવુ અને કઈ પદ્ધતિએ તે અપાવુ જોઈએ, એ છે એટલા માટે ધર્મશિક્ષણપદ્ધતિના આ ચાર મુખ્ય પગથિયા આપણે અહી જોયા એ ચારેના વચગાળામા નાના નાના પગથિયા ઉદાર ધર્મશિક્ષક જરૂર ગોઠવી શકે છે ધર્મ-શિક્ષણમા એક વખત ઉદાર અને સહિષ્ણુ દૃષ્ટિ ચતી જાય, ધર્મશિક્ષણને મનુષ્યકેળવણીના અમર

સિદ્ધાંતોની કસોટીએ ચડાવ્યા પછી જ તેની યોજના કરાય, તો તેની વિગતો મૂકવાનું કોઈને માટે પણ અઘરું નહિ પડે. આટલા માટે જ ધર્મશિક્ષણ-પદ્ધતિનું માત્ર સામાન્ય સ્વરૂપ જ અહીં રજુ કર્યું છે. વિદ્યાર્થી સોળ વર્ષની ઉંમર વટાવી જાય ત્યાર પછી ધર્મશિક્ષણનું સ્વરૂપ કેવું હોય તેનો વિચાર કરવાનો અહીં અવકાશ નથી.

વાચનારે જોઈ શક્યા હશે કે આગળના પાનાઓમાં ધર્મના શિક્ષણને, ધર્મના વિચારને અને ધર્મશિક્ષણની પદ્ધતિને કેળવણીના દૃષ્ટિબિંદુથી તથા ઉદાર નજરથી અવલોકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે કોઈ શિક્ષણસંસ્થા કેળવણીનો દાવો કરવા માગતી હોય તે શિક્ષણસંસ્થાએ ધર્મશિક્ષણની બાબતમાં આટલી ઉદારતા બતાવ્યા વિના ચાલશે નહિ. ધર્મશિક્ષણનો મુખ્ય હેતુ મનુષ્ય આત્માની મુક્તિનો છે. મુક્તિનો આદર્શ રાખનારાઓએ એ આદર્શને પહોંચી વળવા માટે ખોટાં બંધનોથી બંધાયેલાં સાધનો નહિ વાપરવાં જોઈએ. શિક્ષણસંસ્થામાં આજે જે રીતે ધર્મશિક્ષણ અપાય છે તે જોતાં, શિક્ષણ લેનાર મુક્ત થવાને બદલે જાણે બંધાતો હોય તેવું માલૂમ પડે છે. ધર્મશિક્ષણમાંથી મતાગ્રહને સંપૂર્ણ રીતે કાઢી નાખવો જોઈશે. ધર્મ-

શિક્ષણ જેવી અસાત મુલાયમ બાબતમા પણ આજે આપણે આ અઘેર પ્રવર્તી રહ્યુ છે આપણે સહુ જોઇએ છીએ કે ધર્મશિક્ષણ દ્વારા જે આદર્શને આપણે સાધવો છે તે આદર્શ જ ખુદ માર્યો જાય છે આપણે સહુ અનુભવીએ છીએ કે ધર્મશિક્ષણ આપવાના આપણા અથાગ પરિશ્રમ પછી પણ વિદ્યાર્થી તો અધર્મી નહિ તો ધર્મવિરોધી તો જરૂર બને છે આ બધાનુ કારણ વિદ્યાર્થીના આત્માનો બળવો છે આ બળવો આપણા મોટેરાઓના મનાગ્રહ સામેનો બળવો છે ધર્મશિક્ષણ જેવી પવિત્ર વસ્તુ સામે બળવો ન થાય એમ આપણે ઇચ્છતા હોઇએ તો ધર્મને, ધર્મના વિચારને અને ધર્મશિક્ષણને તદ્દન મુક્ત મૂકી દેવા જોઇએ કેળવણીનો વિચાર કરતી વખતે મનુષ્યકેળવણીમા શિક્ષણનુ જે સ્થાન છે તે સ્થાન કેળવણીની ઉદાર દૃષ્ટિથી ધર્મના શિક્ષણને આપવામા આવે એમ ટૂકમા કહેવાનો આશય છે

પ્ર૦ ધર્મક્રિયા વિદ્યાર્થી પાસે સવાર સાજ કરાવવી આવશ્યક ગણાય?

જ૦ આ પ્રશ્ન ધર્મના ક્રિયાકાડનો ગણી શકાય. આપણે જો એ સમજી લઇએ કે ધર્મ અદરથી ઉદ્‌ભવતી વસ્તુ છે, અને નહિ કે બહારથી લાદવામા આવતી, તો આવા પ્રશ્નોનો નિકાલ દરેક

માણસ પોતાની જાતે જ કરી શકશે માણસના અંત રમાંથી જાગેલી ધાર્મિક વૃત્તિ કઇ ને કઇ સ્થૂળ આવિષ્કાર જરૂર માગે છે એવા આવિષ્કારને આજના અટપટા મનુષ્યજીવનમાં વ્યવસ્થિત સ્વરૂપ મળે તેની સામે આપણને બહુ વાંધો ન હોય એટલા માટે તો આગળ મે કહ્યુ છે કે આવી સસ્થાઓમાં સમૂહપ્રાર્થના કરાવવામાં આવે તો ખોટુ નથી પરંતુ બધી પ્રાર્થનાઓ કે બધા ક્રિયા કાંડો ધાર્મિક વૃત્તિના આવિષ્કારો હોતા નથી આજે ધર્મના તમામ ક્રિયાકાંડો જડ સ્વરૂપને પામ્યા છે તેમ કહેવુ એ નર્યું નક્કર સત્ય છે ધાર્મિક વૃત્તિ માણસના જીવનમાં ઉદય પામ્યા પછી તે જે જે પ્રકારના આવિષ્કારો વ્યક્ત કરે તે બધાય આપ ણને વંદનીય ગણાય અને એ ન્યાયે જે જે મહા પુરુષોના જીવનમાં ધર્મનો ઉદય આપણને જણાયો છે તે ધર્મના વ્યક્ત થતા સ્થૂળ સ્વરૂપોને આપણે

હારમા પરાણે પણ સ્થાન અપાવી દઇએ તો, એક કાળે જે ધર્મવૃત્તિનું તે પરિણામ છે તે ધર્મવૃત્તિ તેનામા જરૂર જાગવાની, એ તો કેવળ ભ્રમ કહેવાય કાર્યકારણની તાર્કિક સંકલનાથી વિચાર કરીએ તો આપણે સહેજે સમજી શકીએ કે એક જ કાર્ય-સ્વરૂપના અનેક કારણો હોઇ શકે કારણમાથી કાર્ય ઉદ્‌ભવે છે માટે કાર્ય કરો અને કારણ આપોઆપ ઉભુ થઈ જશે, એ વિચારસરણી તર્કથી બિનકુલ વિરુદ્ધ છે ધર્મ જેવી સૂક્ષ્મ બાબતમા તર્કવિરોધી વસ્તુને સ્વીકારવી તે આ યુગમા બની શકે તેમ નથી.

ધાર્મિક ક્રિયાઓ ધર્મવૃત્તિનુ પરિણામ છે, ને તેથી વૃત્તિ જાગ્યા સિવાય તેના પરિણામો ઉપરથી લાદવામા આવે તો આપણે કશુ જ મેળવી શકીએ તેમ નથી આ સત્ય આજની આપણી બધી સંસ્થાઓમા સમજાઇ જાય તો આજે જે પ્રકારનો ધાર્મિક ક્રિયાઓ માટે આગ્રહ રાખવામા આવે છે તે ટળી જાય બાળકોને ખરા અર્થમા ધાર્મિક બનાવવા હોય તો તેમનામા ધાર્મિક વૃત્તિ જાગે તેવા ઉપાયો આજની બધી સંસ્થાઓએ યોજવા જોઇએ ધાર્મિક વૃત્તિ જાગ્યા પછી તેના આવિષ્કારને કોઇ પણ રોકી શકવાનુ નથી હરેક પ્રકારની ધાર્મિક ક્રિયાનો આપણે વિચાર કરીએ તો આપણને લાગે છે કે

નાનાં બાળકો પાસે તેવી ક્રિયા ક્યારે પણ ફરજિયાત કરાવવી તે ખુદ ધર્મની હાંસી કર્યા બરાબર છે. જે બાળકને પાપ પુણ્યનો પૂરો ખ્યાલ પણ નથી, જે બાળક પશ્ચાત્તાપનું તત્ત્વ સહેજ પણ સમજ્યું હોતું નથી, તે બાળક પાસે હમેશાં પઢાવવું કે "હે પ્રભુ! તું મારાં પાપો માફ કરજે." એ તો પોપટ પાસે રામ નામ પઢાવ્યા જેવું ગણાય. આપણે મોટેરાઓ એક દષ્ટિદોષ હમેશાં કરીએ છીએ. જે કામ આપણે કરીએ તો આપણે માટે દોષવાળું અથવા તો અનીતિભરેલું ગણાય તે કામ નાના બાળકને માટે બિલકુલ નિર્દોષ હોય છે, આ વાત

માત્રને એક સરખી રીતે જ અજવાળી શકવાના
છે ધર્મ કોઈ એક મનુષ્યે કે મનુષ્યના સમૂહે
ઇરાદાપૂર્વક ઘડેલી જડ વસ્તુ નથી એ તો મનુ-
ષ્યના આત્મામા ઉંડુ ઉંડુ પણ છૂપાઇ રહેલુ
રહસ્ય છે તે જ્યારે જ્યારે બહાર પ્રગટ થશે ત્યારે
ત્યારે તમામને એક સરખી રીતે જ આકર્ષવાનું છે
એટલે ધાર્મિક સસ્થાઓમા ધર્મના ગૂઢ રહસ્યો
પ્રગટ થાય તવુ વાતાવરણ ભલે રચાય, પણ તેમાથી
મિશનરીનો જુસ્સો નીકળી જવો જ જોઇએ બહા
રના ક્રિયાઓ કરાવવાથી કોઇ માણસને બૌદ્ધ જૈન,
બ્રાહ્મણ કે ખ્રિસ્તી બનાવી શકાતો નથી આવુ કઇ
પણ તત્ત્વ જે કોઇ સસ્થામા હોય તેણે વિચાર-
પૂર્વક તો તિલાંજલિ આપવી જોઇએ

તેનો વ્યવહાર ફરજિયાત ન હોય તે વસ્તુ આપણે પ્રથમ સ્વીકારી લઈએ, પછીનો વિચાર આવે છે ક્રિયાઓના રૂપરંગોનો અને તેની ભાષાનો. આજે ધાર્મિક ક્રિયાઓની સાથે એક એવી પણ માન્યતા પ્રચલિત છે કે ક્રિયાઓ અમુક સ્થળે, અમુક રીતે, અમુક સાધનોથી અને અમુક પોશાકમાં જ થઈ શકે. આ માન્યતા વાતાવરણ પૂરતી આપણે જરૂર સ્વીકારીએ જેને ધાર્મિક ક્રિયાઓ કરવી જ છે તેના માટે વાતાવરણ અને સાધનશુદ્ધિ આવશ્યક

જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણે વાટે કરી શકે છે. આજે એ ત્રણે પ્રકારના સ્વરૂપો અને સાધનો આપણે જોવા બેસીએ તો તેમાં પણ ભિન્ન ભિન્ન સ્થિતિ મનુષ્યના સ્વભાવ પરત્વે આપણને માલુમ પડે છે જ્ઞાનની બાબતમાં કોઈ જ્ઞાનની એક જ શાખા દ્વારા પોતાની ધાર્મિક વૃત્તિનો વિકાસ સાધે છે, કોઈ વળી જ્ઞાનની અનેકાનેક શાખાઓને જાણી

બીજું એક પરિવર્તન તેટલા જ મહત્ત્વનું છે, તે એ કે તમામ ધાર્મિક ક્રિયાઓ માતૃભાષાના વાહન દ્વારા વ્યક્ત થવી જોઇએ. સામાન્ય રીતે આજે તો બધી ધાર્મિક ક્રિયાઓ મૃત ભાષાઓના વાહન દ્વારા આચરવામાં આવે છે. એક તો અજ્ઞાત ભાષા અને તેમાં સુગમ્ય નહિ એવા અર્થવાળું વસ્તુ: એ બન્ને ભેગાં થાય છે ત્યારે બાળઆત્માને માટે એવી ક્રિયાઓ તદ્દન નિરર્થક થઇ પડે છે. શરૂઆતમાં આવી ક્રિયાઓ સ્વેચ્છાથી કરવામાં આવતી હોય તો પણ વખત જતાં બાળકને તે નીરસ થઇ પડે છે, અને પછી તો આગ્રહ બાળઆત્મા પાસે બંડ કરાવે છે. આવું થવા ન પામે તેમ આપણે ઇચ્છતા હોઇએ તો બધી ધાર્મિક ક્રિયાઓના વાહનની ભાષા વિદ્યાર્થીની માતૃભાષા

પ્ર૦ દર્શન, પૂજન, આરતી આદિ વિદ્યાર્થીઓને માટે ફરજિયાત કરવામાં કાંઈ વાંધો ખરો?

જ૦ અગાઉ જે બધા પ્રશ્નોના જવાબ આપ્યા છે તેથી વાચનારને મારો અભિપ્રાય સ્પષ્ટ થયો હોવો જોઈએ. પૂજન અને આરતી એ ક્રિયાકાંડનો એક ભાગ છે, અને દર્શનને આપણે ભક્તિમાર્ગમાં મૂકી શકીએ. વિદ્યાર્થીને ધાર્મિક બનાવવા માટેના બહારના પ્રયત્નો લગભગ નિરર્થક છે તેમાંયે એ પ્રયત્નો જ્યારે ફરજિયાત લાદવામાં આવે

રાખી દઇએ છીએ. તેનો સાચો ધાર્મિક સ્વભાવ પ્રગટ થઇ શકતો જ નથી, અને ઉલટો પોતાના જ મૂળ સ્વભાવનો પોતે જ વિરોધી બની જાય છે. મૂળ સ્વરૂપે પોતે જે ધાર્મિક વૃત્તિઓનો હોય છે, તે વૃત્તિનો વિરોધ કરતા સાથે બીજાઓની બીજા પ્રકારની ધાર્મિક વૃત્તિઓનો વિરોધ પણ તેના મનમા જન્મે છે. સ્વભાવે કર્મકાંડી આત્મા નાનપણુમા તેના ઉપર કર્મકાંડની ફરજ નાખવામાં આવે તો પોતાના સ્વભાવનો જ તે વિરોધ કરે છે; એટલુ જ નહિ પણ જ્ઞાન અને ભક્તિને માર્ગે પ્રગટ થતી ઇતર ધાર્મિક વૃત્તિઓનો પણ

કારણુ હોય છે. દર્શન પૂજન અને આરતીનો વિરોધ કરનારા, એટલું જ નહિ પણ તે આચરનારાઓની હાંસી કરનારા કેટલા બધા યુવકો આજે આપણે જોઇએ છીએ ? જે યુવકો આ વસ્તુઓનો વિરોધ કરે છે તેમની કુટુંબપરંપરા તપાસવા બેસીએ તો ઘણા વધારે ટકા દર્શન, પૂજન અને આરતીમાં માનનારાં કુટુંબીઓના તેઓ વારસો જણાશે. નિત્ય નિયમિત દર્શન કરનાર ને અખંડ શ્રદ્ધાથી પૂજન આરતી આચરનાર વૃદ્ધ માતપિતા પોતાનાં બાળકોમાં દર્શન, પૂજન અને આરતીનો વિરોધ જુએ છે ત્યારે અફસોસ કરે છેઃ વિધિનું આ કયા પ્રકારનું વૈચિત્ર્ય હશે ?

રીતસરનું શિક્ષણ શાળાઓમાં અપાવું જોઇએ કે નહિ?

જ૦: આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં ધર્મ-શિક્ષણ શાળાઓમાં આપવુ કે કેમ? અને આપવું તો કઇ જાતનું આપવું તે બાબતમા વિચાર કરવાનો રહે છે. શિક્ષણની સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ આપવાનો શોખ ઠીક ઉભો થયેલો હોય છે; બે ત્રણ દાયકા પહેલાં તો રીતસર ધર્મનુ શિક્ષણ આપવામાં આવતુ. ધર્મશિક્ષણમાં ક્રિયાકાંડને પણ અવકાશ મળતો, અને જ્ઞાનને પણ સ્થાન આપવામાં આવતુ. ત્યાર પછી યુગ બદલાયો અને ધર્મશિક્ષણની સામે મોટો વિરોધ પોકારાયો. ધર્મ-શિક્ષણ રીતસર આપવુ જોઇએ અને ધર્મશિક્ષણ જેવું કશું જ ન જોઇએ એ બે વિચારો વચ્ચે

અપાય છે તેમાં કાંઇક સુધારો કરવાનો વિચારો આવે છે, નવા પીઢ લોકોને ધર્મશિક્ષણનો છેક જ અભાવ સારો નહિ તેવા વિચારો આવે છે આ બને પક્ષો ઉપરાંત એક ત્રીજો પક્ષ જુવાનોનો છે; તેને કોઇ પણ સ્વરૂપમાં ધર્મશિક્ષણ જોઇતુ જ નથી. આ જુવાન પક્ષ આજે આગળ આવતો દેખાય છે. આપણા દેશની આજે આવી સ્થિતિ છે આવા જમાનામા ધર્મશિક્ષણ આપવુ કે કેમ તેનો નિકાલ લાવવો કઠિન છે શિક્ષણકારો ધર્મના સાક્ષાત શિક્ષણનો આગ્રહ છોડીને શુદ્ધ ચારિત્ર્યવાળા વાતા-

તેમ નવો જમાનો બેવડા જોરથી તેનો વિરોધ કરે છે ધર્મ એ શબ્દનો કોઇ પણ જાતના પૂર્વગ્રહો સિવાય વિચાર કરવામા આવે તો માણસ માત્રને માટે એ પવિત્ર છે ધર્મ શબ્દની આસપાસ આજે વહેમ અને ઢોગના જે જાળા બધાઇ ગયા છે તેને ખખેરી નાખીને તેને શુદ્ધ સ્વરૂપમા બતાવવામા આવે તો હરકોઇ માણસ તેનો સ્વીકાર કરે જ કરે

આજે તો ધર્મ શબ્દ જ ભણકામણો બની ગયો છે શિક્ષણકારોએ જો ભાવિ પ્રજાને દોરવનારા બનવુ હોય તો ધર્મની બાબતનો દુરાગ્રહ છોડી દેવો એ જ એક સારો રસ્તો છે ધર્મ પોતે શુદ્ધ સનાતન સત્ય છે એના શિક્ષણનો આગ્રહ રાખવાને બદલે એને જો નિત્ય જીવનની જીવત અને અનિવાર્ય વસ્તુ બનાવી દેવામાં આવે તો ઉગતી પ્રજામા સાચો ધર્મ જાગવાનો છે આ પ્રકારનો વિશ્વાસ રાખી આજના શિક્ષણકારો ધર્મ-શિક્ષણનો બહિર મોહ છોડી દે તો તેમા પોતાનુ અને ઉગતી પ્રજાનુ કલ્યાણ છે

પરતુ પ્રશ્નકારનો પ્રશ્ન બીજા પ્રકારનો છે. ધર્મશિક્ષણ હરકોઇ પ્રકારે આપવુ જોઇએ 'એવો ધ્વનિ આ પ્રશ્નમાથી ફલિત થાય છે એ શિક્ષણ -અમુક ચોક્કસ ઘરેડવાળુ હોય તેવો આગ્રહ નથી

દેખાતો, પરંતુ કાંઈ નહિ તો ધર્મશિક્ષણ જ્ઞાન-પ્રધાન બને એવું મંતવ્ય પ્રશ્નની પાછળ છુપાયેલું છે. વળી હિંદુ સિવાયની ઈતર પ્રજાઓમાં ધર્મશિક્ષણ અપાય છે અને તેવા ધર્મશિક્ષણ માટે કંઈ નહિ તો એકાદ પુસ્તક નક્કી કરવામાં આવે છે, એટલા માટે હિંદુધર્મમાં પણ એમ થવું જોઈએ એમ પ્રશ્નકાર માનતા જણાય છે. ધર્મશિક્ષણ આપવું કે ન આપવું તેનો વિચાર છોડી દઈને ઘડીભરને માટે આપશે એમ સ્વીકારી લઈએ કે

વાના છીએ એમ માનવું ભૂલ ભરેલું છે. કોઇ પણ એક ધર્મ સિદ્ધાંતની દૃષ્ટિથી ગમે તેટલો વ્યાપક હોય તો પણ એના આગ્રહમાં સંકુચિતતા પેસી જવાનો ભય રહે છે. ધર્મસંસ્થાપકોએ પોતાના સમસ્ત જીવનના નિચોડ તરીકે જે જે સત્યો દુનિયા પાસે રજુ કર્યાં હોય છે, તે તે સત્યો તેવા સ્વરૂપમા તેના અનુયાયીઓ માટે રહેતા નથી. ધર્મપંથના અનુયાયીઓ ધર્મને પોતાના ખુદના જીવનના નિચોડ તરીકે સ્વીકારતા નથી હોતા તેમને પયગમ્બરોના જીવનને અનુસરવાનું હોય છે. એ અનુસરણમા મિથ્યા આગ્રહ પેસી જાય એટલે પછી તત્ત્વોની જીવત સાધના બધ થાય છે, અને કેવળ પ્રથાગ્રહ પેસે છે આમ બનતું આપણે દુનિયાની અદર જોઇએ છીએ. બધા ધર્મોના મૂળમા તે તે ધર્મના સંસ્થાપકે સ્વાનુભવમાથી શોધી કાઢેલાં સનાતન સત્યો રહેલા હોય છે એ સનાતન સત્યો તમામ ધર્મોના મૂળમા એક અને અખંડપણે વહેતાં હોય છે. ધર્મસંસ્થાપકો સત્યોથી પ્રેરાઇને ધર્મપ્રબોધ કરી ગયા હોય છે તેમના જીવનમા ધર્મથી વિરોધી વસ્તુઓને કે ખોટા પ્રથાગ્રહોને ક્યાયે સ્થાન નથી હોતું. ધર્મઅનુયાયીઓ આ વાત ભૂલી જાય છે. એમને મન સાધન સાધ્ય બની જાય છે,

અને પછી સાધ્યને વિસરી જઈ સાધન ઉપર તકરારો થાય છે ધર્મવિગ્રહનુ મૂળ આવા સાધન સાધ્યનો વિવેક નથી રહેતો એ હોય છે આ દૃષ્ટિથી જો વિચાર કરીએ તો અમુક ધર્મના અનુયાયીઓ માટે તે ધર્મનો કોઈએક સર્વમાન્ય ગ્રંથ નક્કી કરવો તે આપણે કલ્પીએ છીએ તેટલુ હિતાવહ નથી

ત્યારે ધર્મશિક્ષણને ઉદાર દૃષ્ટિથી આપવા માટે આપણે શુ કરીએ તો વિચાર કરીએ

જ છે માત્ર કાળ અને સ્વભાવભેદે સાધનોમાં ફેરફાર થયેલો હોય છે વિદ્યાર્થીઓની પાસે એ વાત રજુ થયેલી હોવી જોઈએ કે કોઈ પણ ધર્મ એનાં સાધનોમા નહિ પણ એના લક્ષ્યમા સમાયેલો છે. ધર્મ એ માણસની એક પ્રકારની ઉચામા ઉચી આતર વૃત્તિનો આવિષ્કાર માત્ર છે. એ ધર્મ બહિર દષ્ટિવાળો થઇ જાય તો પોતાના નામને લજવે. વિદ્યાર્થીમા ધર્મની આવી શુદ્ધ અને સાત્ત્વિક દષ્ટિ પેદા કરવા માટે તમામ ધર્મોના તત્ત્વોનો અભ્યાસ અનિવાર્ય બને છે ધર્મશિક્ષણને ધર્મના જ્ઞાન પૂરતુ સ્વીકારીને તેના બે વિભાગો પાડી શકાય. નાની ઉમરના વિદ્યાર્થીઓ પાસે મુખ્ય મુખ્ય ધર્મોના સસ્થાપકોના ચરિત્રો રજુ કરવા અને મોટી ઉમરના વિદ્યાર્થીઓ પાસે તે તે ધર્મોના અટલ સિદ્ધાતોનો અભ્યાસ કરાવવો જે શિક્ષણકારો ધર્મશિક્ષણનો આગ્રહ ધરાવતા હોય તેમણે પોતાના શિક્ષણમા આટલી વિશાળતા લાવવી જ જોઇશે. નવા જમાનાને ધર્મશિક્ષણ આપવુ હોય તો તેમનામા ધર્મસહિષ્ણુતા પેદા થાય તેવો ધર્મશિક્ષણનો ક્રમ રચવો જોઇશે અને આવો ક્રમ એટલે બધાય ધર્મોનો શુદ્ધ પરિચય એટલા માટે જ મારો અભિપ્રાય એવો છે કે વિદ્યાર્થી ગમે તે

ધર્મનો હોય પણ તેની પાસે દુનિયાના મોટા ધર્મોના શિષ્ટ અને સર્વમાન્ય ગ્રંથોનું શિક્ષણ ધરવું. આનો અર્થ એ થાય કે હિંદુ વિદ્યાર્થીઓ ગીતાનો અભ્યાસ કરે તેની સાથે બાઇબલ અને કુરાન જેવા બીજા ધર્મોના શિષ્ટ અને સર્વમાન્ય ગ્રંથોનો પણ અભ્યાસ કરે. જે નિયમ હિંદુધર્મના વિદ્યાર્થીઓ માટે હોય તે નિયમ અન્ય ધર્મોના વિદ્યાર્થીઓ માટે પણ સમજવાનો.

"સહશિક્ષણ દ્વારા કહો કે કન્યાશાળાઓ દ્વારા કહો પરતુ કન્યાકેળવણીનો અટપટો પ્રશ્ન જે આજે કેળવણીકારોને ખરી રીતે કહીએ તો મૂઝવી રહ્યો છે તેનો નિકાલ લાવવામા તમે કઇ વિચારની મદદ કરી શકો ? કન્યાકેળવણીની સ્પષ્ટ કલ્પના નથી આજે સહશિક્ષણશાસ્ત્રીઓ પાસે કે નથી કન્યાકેળવણીના નિષ્ણાતો પાસે કન્યાકેળવણીના ક્ષેત્રમા ખુ વિધેયો જ એટલે કે કન્યાઓ પોતે જ એક એવો અટપટો કોયડો થઇ પડેલ છે કે તેનો યોગ્ય નિકાલ લાવવા માટે તે ક્ષેત્રમા પડેલા આપણા જેવા તમામ કાર્યકર્તાઓએ ભેગા મળી વિચાર કરવો જોઇશે તમે પણ સહશિક્ષણ દ્વારા કન્યાકેળવણીના પ્રશ્નને યથાશક્તિ સ્પર્શી રહ્યા જ છો તેથી એ વિષયમા તમે તમારા વિચારો ટુકમા જણાવશો તો કન્યાકેળવણીના વિચારમા

સમાજ એ દિશામાં ગમે તેટલા પ્રયત્નો કરે તો પણ લોહીમાં પેસી ગયેલી સ્થિતિચુસ્તતાને હજી છોડી શક્યો નથી સૈકાઓ થયાં વારસામાં મળેલો અમુક ચોક્કસ પ્રકારનો સ્વભાવ કેળવણી લીધેલી અને કેળવણી લઇ રહેલી સ્ત્રીઓ પણ છોડી શકતી નથી. સ્ત્રીકેળવણીનો પ્રશ્ન આપણે ત્યાં મોટે ભાગે પુરુષો જ ઉકેલે છે. એ ક્ષેત્રમા જે જે વિચારક બહેનો પડે છે, તે તે બહેનોના વિચારનુ કુંડાળું પણ પુરુષોના જેટલુ જ મર્યાદિત બની જાય છે તેમ કહેવામા અતિશયોક્તિ નથી. પુરુષોએ નક્કી કરેલા ચોકઠામા પસાર થઇને કેળવાયેલ બહેનો પણ જતે દિવસે એ જ વિચારસરણીની બને એમા શી નવાઇ ? હા, સૈકાઓ થયા જે જાતનુ માનસ સ્ત્રીઓમા ઘર કરી રહેલુ છે, તે માનસને પરિણામે ઉચ્ચ કેળવણી લીધેલી કેટલીક બહેનો પણ બિન-કેળવાયેલી બહેનોને ટક્કર મારે તેવી જડ વિચાર-સરણીવાળી અને ગુલામી માનસવાળી દેખાય છે ખરી. ગમે તેમ હો, એક વાત દીવા જેવી સ્પષ્ટ છે કે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન સ્ત્રીઓના દૃષ્ટિબિંદુથી, અને મનુષ્યસમાજમા સ્ત્રીઓનું જે સ્થાન મનુષ્ય તરીકે હોઈ શકે તેવા વિશાળ દૃષ્ટિબિંદુથી. એમ બન્ને દૃષ્ટિબિંદુથી ઉકેલાયો નથી. સમાજના જે

અંગને કેળવણી આપવાનો વિચાર કરવામાં આવે તે અગનું સમાજમાં કયું વિશિષ્ટ સ્થાન છે તેનો વિચાર કેળવણી આપવા માટે ઉદ્યુક્ત થયેલા કેળવણીકારો પ્રથમ કરે છે. સાથે સાથે તેઓ એ પણ વિચારી લે છે કે તે અંગના સભ્યો ઠીક ઠીક પ્રમાણમાં કેળવાઇ જાય એટલે તેમની કેળવણી માટે આપણી દૃષ્ટિ પરાઇ છે તેમ સમજીને તેમની કેળવણીનો પ્રશ્ન સ્વતંત્ર રીતે તેમને જ સુપરત કરી દેવાનો છે. કોઇ પણ સમાજના કોઈ પણ બિનકેળવાયેલ અંગની કેળવણીનો વિચાર ઉપરોક્ત બન્ને દૃષ્ટિથી થાય તો જ એ વિચાર પારમાર્થિક ગણાય. જો તેમા સહેજ પણ સ્વાર્થની ગંધ રહે તો સમાજના તે અગની કેળવણી તેટલી કલુષિત રહેવાની.

સ્વભાવને સહજ હોય તે પ્રમાણે અને સમાજની અંદર પુરુષતત્ત્વ જે પ્રકારનું પ્રાધાન્ય ભોગવે છે તે જોતા પુરુષોની કેળવણીનુ પ્રથમ નિર્માણ થયું. એ કેળવણીના નિર્માણની પાછળ તે નિર્માણ કરનારાઓની દૃષ્ટિ નિર્મળ અને નિ સ્વાર્થ નહોતી તેથી, તેમ જ પુરુષોએ જે પ્રકારનુ પોતાનું વિશિષ્ટ સ્થાન કુદરતની સુવગ્નતાને લીધે મનુષ્યસમાજમા પ્રાપ્ત કરેલુ છે તેને લીધે પુરુષકેળવણી કલુષિત બની. અજ્ઞાન સ્ત્રીસમાજ બિનકેળવાયેલ રહ્યો, અને તેમાં આર્યસ્ત્રીનુ ' હિંદુ હાડ ' ભળ્યું, એટલે પછી સ્ત્રીઓની દશા આપણા દેશમા પણ સમાન થઇ પડી. પરાઇ કેળવણીની વિનાશકારક એરણમાથી જે જીવો બચી ગયા તે જીવોને આ વિસંગતિ અને વિષમતા ખૂચવા લાગ્યાં, અને પોતાની જ માતાની હીનદીન દશાએ તેમને અસ્વસ્થ બનાવ્યા. પરિણામે સ્ત્રીકેળવણીનો વિચાર સમાજમા ઉગ્યો

ત્યાર પછી કન્યાકેળવણીના ક્ષેત્રમા શુ શુ બનવા પામ્યુ તેનો ઇતિહાસ આપણે નહિ અવલોકીએ. પરતુ આજે જે સ્થિતિ પ્રવર્તે છે તેનો સહેજ વિચાર કરીએ તો પૂછનાર ભાઇની વિચારગાણીમાં થોડી ઘણી મદદ કરી ગણાશે

આજે આપણે ત્યાં સ્ત્રીકેળવણી માટે ખરૂં

કહીએ તો એક જ પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તે છે. કન્યાકેળવણીનો વિચાર કરનારા પુરુષો જ છે, અને ભવિષ્યમાં એ કેળવણી સ્ત્રીઓને જ સુપરત કરાય, તેવા વિચારમાં ઝડપથી હાથે હા ભણનારા પુરુષો પોતાના અંતરમાંથી સ્વાર્થદૃષ્ટિ છોડી શકતા નથી. એક રીતે કહીએ તો જે દશા આજે અંત્યજ કેળવણીની છે તે જ દશા સ્ત્રીકેળવણીની કહી શકાય; પછી ભલે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન આજથી અનેક વર્ષો પહેલાં હાથમાં લેવાયો હોય. જેમ અંત્યજ કેળવણીનો વિચાર કરતી વખતે આપણી પાછળ આપણી સ્વાર્થદૃષ્ટિ હમેશાં ઉભી જ છે, તેવી રીતે સ્ત્રીકેળવણીના વિચાર પાછળ પણ આપણી સ્વાર્થદૃષ્ટિ ઉભેલી છે. સ્ત્રીઓ સમાજનું અર્ધું અંગ છે, તેમની કેળવણી વિના સમાજનો ઉદ્ધાર શક્ય નથી, અજ્ઞાન માતા ભાવિ પ્રજાની કેળવણીમાં સહકાર ન જ આપી શકે: એ બધા વિચારો સ્ત્રીકેળવણીની પાછળ ડોકિયું કરી રહેલા હોવા છતાં પુરુષ પોતે પોતાના આધિપત્યના વિચારો છોડી શકતો નથી, તેમ કહેતાં આપણને આંચકો ન આવવો જોઈએ. આ દૃષ્ટિથી વિચાર કરતાં સ્ત્રીકેળવણીના વિચારો આજે પડભાંજમાં પડેલા ગણી શકાય. પુરુષો જેટલી જ સ્વતંત્ર કેળવણીનો પ્રબંધ સ્ત્રીઓ માટે

હોવો જોઇએ એ વિચારથી પ્રેરાઇ શરૂઆતની કન્યાકેળવણીમાં કેળવણીના સ્વતંત્ર વિચારકો યોગ્ય પ્રબંધ કરવા લલચાય છે ખરા. પરંતુ કન્યા મોટી થતી જાય છે તેમ તેમ તે સ્ત્રી છે, પુરુષે તે સ્ત્રી પાસેથી અમુક પ્રકારનું કામ લેવાનું છે અને સ્ત્રીએ પુરુષની અમુક પ્રકારની જોહુકમીને વશ વર્તવું જ જોઇશે, એ પ્રકારની વિચારસરણી ઝાંખા સ્વરૂપમા તેમના મનમા પ્રવેશ પામે છે એટલે દસ અગિયાર વરસની કન્યાની કેળવણીનુ ક્ષેત્ર અને પછીની કન્યાની કેળવણીનુ ક્ષેત્ર એ બને સૂક્ષ્મ નજરથી જોનારને ભિન્ન ભિન્ન દેખાશે કન્યાઓ માટે છોકરાઓ જેવા કેળવણીના વિષયો હોવા જોઇએ, છોકરા છોકરીઓને સાથે ભણાવવાથી સહકાર અને સ્નેહ વધે, સહશિક્ષણ અનેક સદ્પ્રવૃત્તિઓનું કારણભૂત બની રહે છે, વગેરે વિચારો કન્યા જે ઘડીએ માધ્યમિક શિક્ષણના આગણામા પ્રવેશ કરે છે તે ઘડીએ બદલાઇ જાય છે તે ઘડીએ સ્ત્રીકળવણીના નિર્માતાઓમા સૂક્ષ્મપણે સ્વાર્થદૃષ્ટિ પ્રવેશે છે; અને ત્યારે જ સ્ત્રીકેળવણીમાં અમુક વિષયો જોઇએ ને અમુક ન જોઇએ, સ્ત્રીકળવણી માટે સ્વાતંત્ર્યની અમુક મર્યાદા હોવી જોઇએ, સ્ત્રીઓને પુરુષોના સંગથી દૂર રાખવાની આવશ્યકતા છે માટે સહ-

શિક્ષણ ન જોઈએ, વગેરે પ્રકારના વાદો કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશે છે પરિણામે સ્ત્રી સ્ત્રી હોવા છતાં પુરુષ જેવી જ મનુષ્ય પણ છે તે વાત વિસરાઈ જવાય છે, અને સ્વાર્થદૃષ્ટિની સાથે જ એ મનુષ્ય દૃષ્ટિનો પણ લોપ થાય છે સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં આપણને મૂઝવે તેવા કોયડાઓ કયા છે તેનો વિચાર કરીએ તો આપણને તુરત જ જણાશે કે તે માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણ પૂરતા જ ઉભા થયેલા છે કેળવણીના ક્ષેત્રમાં ઉદ્દામ વિચારકો પેદા થયા તેની સાથે જ સહશિક્ષણની ઉગ્રતા પણ જન્મી. દેશમાં સહશિક્ષણના છૂટાછવાયા પ્રયોગો શરૂ થયા, અને સ્ત્રીઓ માટે પણ પુરુષોના જેટલા જ કેળવણીના દ્વારો ખુલ્લા મૂકાયા એક તરફ આ ઉદ્દામ પક્ષ પોતાને કામે લાગ્યો અને બીજી તરફ સંકુચિત પક્ષ એક જ સ્ત્રીકેળવણીનું ક્ષેત્ર રાખી કામે લાગ્યો કેળવણીના કાર્યમાં સ્થિર બુદ્ધિથી વિચાર કરીને વિધેય, સમાજ અને દેશમાનનો વિચાર કર્યા વિના જો કોઈ પણ યોજના નક્કી કરવામાં આવે તો તેની યોજના જરૂર વિઘાતક બને સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઊંડનારા ઉદ્દામ વિચારકોએ અને સંકુચિત સ્વાર્થી વિચારકોએ એમ બન્નેએ ઉપર કહેલી ભૂલ કરી પરિણામે

સ્ત્રીઓમાં મનુષ્યને માટે યોગ્ય તેવા સદ્‌ગુણોનો વિકાસ ન થતાં સ્ત્રીઓ બીજે છેડે જઇને ઉભી રહેવા લાગી; બીજી બાજુએ ગમે તેટલી કેળવણી લીધા છતા સ્ત્રીસમાજની વિચારસરણી સંકુચિત જ રહી અને જે દશા બિનકેળવાયેલ સ્ત્રીની ગણી શકાય તે જ દશા તેમની પણ રહી એક પક્ષે અતિશયતાની ભૂલ કરી જ્યારે બીજા પક્ષે અલ્પતાની ભૂલ કરી; એક પક્ષ પરમાર્થી થવા જતા ભાન ભૂલી ગયો, અને બીજો પક્ષ સ્વાર્થાંધ બની માનવતા ભૂલી ગયો. આ બન્ને પક્ષની ભૂલોનુ પરિણામ તો સ્ત્રીસમાજને સોસવુ પડ્યું છે ઉદ્દામ વિચારકો પાસે કેળવાયેલ સ્ત્રીઓ પણ આજે પોતાના સમાજ માટે કેળવણીનો સ્થિર બુદ્ધિથી વિચાર કરવા અસમર્થ છે, અને બીજો પક્ષ તો સ્વતંત્ર વિચાર જ કેમ કરી શકે? આજની આ પરિસ્થિતિ કેટલી વિષમ છે તેનો વિચાર કરીએ તો આપણને ધ્રૂજારી છૂટે છે સ્ત્રીકેળવણીની આ બે છેડાની ઉભી થયેલી વિષમ પરિસ્થિતિને માટે ઉપરોક્ત બન્ને પક્ષો જવાબદાર છે.

આજના કેળવાયેલા સ્ત્રીસમાજમા બે પ્રકારનું આપણને દર્શન થાય છે. એક સમાજની તમામ રૂઢિઓને અને સંકુચિત વિચારોને લાત

રથી આપણે નથી પાડતા પરંતુ દરેક મનુષ્ય બીજા મનુષ્યથી જુદો છે તે વિચારથી પાડીએ છીએ આ ભેદ પાડતી વખતે આપણે જુદા જુદા બાળકના શરીરનો તેની બુદ્ધિનો, તેના મનનો તેના હૃદયનો અને તેના આત્માનો જુદો જુદો જ વિચાર કરીએ છીએ દરેક મનુષ્યના શરીર, મન વગેરે સૂક્ષ્મતાથી અવલોકીએ તો જુદા જુદા બધા રચના જ હોય છે, તે ન્યાયે એના શરીર, મન વગેરેનો વિચાર રાખીને જ તેની કેળવણીનો આપણે

જ પ્રકારની કેળવણી જુદી જુદી હોવી જોઇએ. કુદરતી શરીરરચનાને પરિણામે સખત અને આચકો લાગે તેવી શારીરિક મજૂરીમાંથી સ્ત્રીઓને દૂર રાખીએ, તેટલાથી બધી જાતની મૃદુતા માટે સ્ત્રીઓ જ લાયક છે અને પુરુષો નાલાયક છે, અથવા તો બધી જ જાતની કઠણતા માટે પુરુષો જ લાયક છે અને સ્ત્રીઓ નાલાયક છે, એવો જો વિચાર કરીએ તો એ તર્કવિરુદ્ધ અને હાસ્યાસ્પદ દેખાય જેવું શરીરની બાબતમાં તેવું જ અન્ય બાબતમાં પણ સમજવું આજે આપણી નજર પાસેથી આ વિચાર ખસી ગયો છે અને તેમાં સ્ત્રીકેળવણીના નિર્માતાની સ્વાર્થદૃષ્ટિ ભળી છે, તેથી સ્ત્રીકેળવણીનો પ્રશ્ન એક કોયડો થઇ પડ્યો છે

સ્ત્રીકેળવણીનો સળંગસૂત્ર અને સ્વતંત્ર રીતે વિચાર કર્યો હોય તેવો દાવો હું આજે હજી કરી શકતો નથી સહશિક્ષણ દ્વારા અત્યંત મામૂલી રીતે તે પ્રશ્ન મારી પાસે ખડો થયેલો છે ખરો મારા અલ્પ અનુભવ પ્રમાણે તો આજે આપણે પોતે ઉપર કહ્યા પ્રમાણે વિચારસરણીમાં ગોટા કર્યા છે તેને લીધે જ સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઊભો થયો છે સ્ત્રીકેળવણી સંબંધેની કલ્પના વધારે વિશદ અને વધારે શાસ્ત્રીય બને તો સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઘણો

સરળ થઇ જાય એમ મારૂં માનવું છે પછી એ પ્રશ્નનો નિકાલ કેવળ કન્યાશાળાઓ દ્વારા લાવવામાં આવે અથવા તો સહશિક્ષણની શાળા મહાશાળાઓ દ્વારા લાવવામાં આવે એ વસ્તુ ગૌણ થઈ જાય છે, કેળવણીનો સળંગ વિચાર કરતી વખતે આપણી

છે કે સ્ત્રીઓનો કાર્યપ્રદેશ સમાજમા પુરુષોના કરતા ભિન્ન છે, તેથી સ્ત્રીઓની કેળવણી પુરુષોની કેળવણીથી ભિન્ન હોવી જોઇએ

સહશિક્ષણનો પ્રશ્ન વિવાદાસ્પદ છે, તે વાત સાચી છે, પ્રશ્ન વિવાદાસ્પદ હોઇ પણ શકે પરતુ આજે જે રીતે સહશિક્ષણ સામે વિરોધ બતાવવામા આવે છે તે રીત સાચી નથી સ્ત્રીઓનો અને પુરુષોનો કાર્યપ્રદેશ ભિન્ન ભિન્ન છે, તેટલા માટે જ તેમની કેળવણી ભિન્ન હોવી જોઇએ એમ માનવુ એ ભૂલભરેલુ છે એમ તો પુરુષોની અદર ભિન્ન ભિન્ન સ્વભાવો હોય છે, સ્ત્રીઓની અદર પણ ભિન્ન ભિન્ન સ્વભાવો હોય છે, એટલા માટે કેવળ વ્યક્તિશિક્ષણ પ્રયોજી શક્તા નથી ભિન્ન ભિન્ન સ્વભાવના છોકરાઓ મોટા સમૂહમા એકસાથે રહીને એક શાળામા ભણી શક છે, ભિન્ન ભિન્ન સ્વભાવની છોકરીઓ પણ સાથે રહીને એક જ શાળામા ભણી શકે છે વ્યક્તિ બીજી વ્યક્તિથી એક યા બીજા સ્વરૂપે સ્વભાવમા ભિન્ન હોય જ છે, આમ હોવા છતા વિદ્યાર્થીઓ એકબીજાની સાથે પોતાનો મેળ સાધી શકે તેવી પરિસ્થિતિ શાળાઓની અદર શક્ય થતી આપણે જોઇએ છીએ સાચી કેળવણીની સસ્થાનુ ખરૂ કામ જ

એ હોય છે કે સમાજમા રહીને વ્યક્તિએ પોતાનો વિકાસ કેમ સાધવો ? આવો વિકાસ સાધતી વખતે સમૂહને માટે જે કાઇ ત્યાગ કરવા પડે તે ત્યાગથી વ્યક્તિને તાલીમ મળી રહેની હોય છે જેવુ છોકરાઓના શિક્ષણનુ તેવુ જ છોકરીઓના શિક્ષણનુ. આમ હોવા છતા છોકરાઓનો અને છોકરીઓનો કાર્યપ્રદેશ ભિન્ન છે માટે તેમના શિક્ષણની યોજના ભિન્ન હોવી જોઇએ તેમ શા માટે માનવામા આવતુ હશે, તે સમજી શકાતુ નથી એક જ શાળામા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ મોટી ઉમરે જુદા જુદા કાર્યક્ષેત્રમા પડે છે કોઇ વેપારી થાય છે, કોઈ ડૉક્ટર થાય છે, કોઇ વકીલ થાય છે તો કોઇ શિક્ષક થાય છે કેળવણીનો સામાન્ય ક્રમ પૂરો કર્યા પછી કોઇ ખાસ ધધા માટેની તાલીમ લેવી પડે એ વાત જુદી છે સ્ત્રીઓનો કાર્યપ્રદેશ ભિન્ન છે તેમ કહીને આપણે જો એમ માનતા હોઇએ કે જીદગીમા પડવા માટે તેમને કોઇ ખાસ પ્રકારની તાલીમની જરૂર છે, તો તેમા કશો વાધો નથી પણ તેનો અર્થ એ થાય કે સામાન્ય કેળવણી માટે છોકરા છોકરીઓને સાથે ભણાવવામા વાધો રહેતો નથી ખાસ ધધાની તાલીમ માટે આગળ જતાં પછી શિક્ષણનો વિભાગ જુદો કરવામા આવે તો અડચણ નહિ.

પરંતુ પ્રશ્નકારની વાત આ નથી. એ તો સામાન્ય કેળવણી પણ જુદી હોવી જોઇએ એમ કહેવા માગે છે; અને તેમ કહેવા માટેનાં કારણો આપણે સહેજે કલ્પી શકીએ તેમ છીએ. આજે ખાસ સાધારણ રીતે એવી માન્યતા પ્રચલિત છે કે સ્ત્રીઓમાં પુરુષો જેટલી પ્રખર બુદ્ધિ હોતી નથી. શાળા મહાશાળાઓની અંદર જે વિષયો આજે શીખવવામાં આવે છે તે વિષયો છોકરીઓને અઘરા પડે છે. તેમની ગ્રહણ ધારણશક્તિ પ્રમાણમાં ઓછી હોય છે; કેટલાક વિષયો જાણે કે સ્ત્રીઓ તે ભણવા માટે સરજાઇ જ નથી. એક એવી બીજી માન્યતા પણ પ્રચલિત છે કે સ્ત્રીઓ વધારે પડતા બુદ્ધિના કામ માટે સરજાયેલી જ નથી. સ્ત્રીઓ લાગણીપ્રધાન હોય છે જ્યારે પુરુષો વધારે બુદ્ધિપ્રધાન હોય છે. એટલા માટે સ્ત્રીઓની કેળવણીની યોજનામાં હૃદયને વિકસાવનારાં તત્ત્વો વધારે પ્રમાણમાં હોવાં જોઇએ, તથા પુરુષોની કેળવણીની યોજનામાં બુદ્ધિને ખીલવનારાં તત્ત્વો વધારે પ્રમાણમાં હોવાં જોઇએ. એટલા માટે જ જ્યાં સ્ત્રીઓની ભિન્ન કેળવણીની યોજના કરવામાં આવે છે ત્યાં કલા, સંગીત, શીવણ, ગૂંથણ વગેરે વિષયો ખાસ કરીને મૂક-

વામા આવે છે અને ગણિત કે સંસ્કૃત જેવા વિષયોને જાણીબૂઝીને બાતલ કરવામા આવે છે સ્ત્રીઓની કેળવણી માટેનો અભ્યાસક્રમ જાણી જોઇને છેક જ હળવો મનાવવામા આવે છે ત્રીજો એક એવો મત પણ પ્રચલિત છે કે સ્ત્રીઓને માથે તો ઘરકામ તથા બાળઉછેર મોટા પ્રમાણમા હોવાનુ માટે તેમની કેળવણી પુરુષોની કેળવણી કરતા જુદા પ્રકારની હોવી જોઇએ પુરુષોની કેળવણીમા કેટલાક એવા તત્ત્વો છે કે જેની ભવિષ્યમા સ્ત્રીઓને જરૂર પડતી નથી જ્યારે સ્ત્રીઓની કેળવણીમા કેટલાક એવા તત્ત્વોની આવશ્યકતા હોય છે કે જેની પુરુષોને જરૂર પડતી નથી એટલા માટે પણ બન્નેની કેળવણીની પ્રથા જુદા જુદા પ્રકારની હોવી ઘટે છે આવા બધા કારણોને લીધે છોકરીઓની કેળવણીની પ્રથા ભિન્ન હોવી જોઇએ તેમ માનવામા આવે છે

છોકરા છોકરીઓની સંયુક્ત કેળવણી સામે ઉપર જણાવેલા ત્રણ કારણો પ્રમાણ કરીને ધરવામા આવે છે જરા ઊંડા ઉતરીને વિચાર કરીએ તો આ ત્રણે કારણો બિનપાયાદાર દેખાય સ્ત્રીઓમા બુદ્ધિનુ પ્રમાણ ઓછુ હોય છે તેમ કહેવુ તે સ્ત્રીજાતનુ અપમાન છે ઇતિહાસ પણ પુરવાર કરી આપી શકે

છે અને આજના વિચારકોનો પણ એ અનુભવ છે કે સ્ત્રીઓમા પુરુષો જેટલી જ પ્રખર બુદ્ધિ હોય છે આપણી અવળી વિચારસરણીને પરિણામે આપણે તેમની તે બુદ્ધિને વિકસવાનો અવકાશ આપ્યો નથી પહેલેથી જ આપણે એવુ જ વાતાવરણ ઉભુ કરેલુ હોય છે કે સ્ત્રીઓમા અલ્પ બુદ્ધિ છે આ વાતાવરણની અસર સ્ત્રીસમાજમા થાય તે સહજ છે વાતાવરણની અસર ઉપરાંત તેમને માટે શિક્ષણની યોજના પણ તેમનામા ઓછી બુદ્ધિ છે તેમ ધારીને જ કરેલી હોય છે આવુ વાતાવરણ અને આવી મામૂલી શિક્ષણની યોજના હોવા છતા તેમાથીયે એકાદ સ્ત્રીનો પ્રખર આત્મા બહાર નીકળી આવે છે અને જનસમાજને પોતાની

એટલું જ બુદ્ધિશાળી સ્ત્રીઓનું પ્રમાણ આપણા સમાજમાં દેખાવા લાગે.

સ્ત્રીઓનું હૃદય લાગણીથી ભરપૂર હોય છે તે વાત સાચી છે. સ્ત્રી માતા થવાને સરજાયેલી છે; અને તેથી તેના હૃદયની કોમળ લાગણીઓ વધારે કોમળ બને, તથા તેનામાં રહેલો સ્વાભાવિક પ્રેમનો ઝરો વધારે ઉદાત્ત બને તેવી જાતની શિક્ષણની પ્રથા તેમને માટે યોજવી જોઇએ તેમાં બે મત હોય નહિ. પરંતુ હૃદયની લાગણીઓ વધારે મુલાયમ હોય તેથી, અને એ લાગણીઓને જીવનસંગ્રામમાં વધારે અવકાશ મળવાનો હોય છે તેથી, સ્ત્રીઓની કેળવણીનો આધાર લાગણીઓને

આસપાસ જેટલો ગૂંથાયેલો આપણે ગણીએ તેટલો જ પુરુષનો પણ ગણવો જોઈએ સ્ત્રીઓ તો રાંધી જાણે ગૃહવ્યવસ્થા કરી જાણે, તેવો એકલો અટૂલો ખ્યાલ સ્ત્રીઓને અપમાન આપનારો છે રાંધવાનું અને ગૃહવ્યવસ્થાનું કામ અનુકૂળતાને લીધે સ્ત્રીઓને માથે આવી પડેલું છે, માટે પુરુષોએ તેમાં કશું જ કરવાનું રહેતું નથી એમ જો આપણે માની લઈએ તો તે વિચાર ભૂલભરેલો છે રાંધવાના અને ગૃહવ્યવ-

કાર્યક્ષેત્ર પૂરતો રહેવો આવશ્યક હશે તેટલો છોકરા છોકરીઓના માનસના યોગ્ય પરિચયથી સહશિક્ષણ-વાળી સસ્થાઓમા ઉભો થવાનો જ છે ભિન્ન ભિન્ન કાર્યપ્રદેશ ઉચ્ચ નીચની ભાવના પેદા કરે તો સમાજની અવનતિ થાય

છોકરા છોકરીઓને સાથે ભણાવવાના ઉપરોક્ત મુખ્ય વાધાઓ કેટલા બિનપાયાદાર છે તે આપણે જોયુ સહશિક્ષણની સસ્થાઓએ એક શિક્ષણસસ્થા તરીકે તેનો વિચાર ભલે કરવાનો રહે, પરતુ સહશિક્ષણ માટે વિચારના જેવી વાત અને જે માટે વિચારકો ન્યાય્ય વાધો ઉઠાવી શકે તે મુદ્દો તો છોકરા છોકરીઓમા જન્મત જાતીય આવેગોના સુપ્રમાણ અને યોગ્ય વિકાસનો છે જે આવેગો છોકરા છોકરીઓ અલગ હોય તો સુષુપ્ત રહે, અને જેના શિક્ષણનો સવાલ જુદી જાતનો બને, તે આવેગો સહશિક્ષણવાળી સસ્થામા એવા ચિત્રવિચિત્ર અને અટપટા વલણો લે કે શિક્ષણકારને તેનો ઉડો વિચાર કર્યા વિના છૂટકો જ ન હોય એવા જાતીય આવેગો જરા પણ આડે માર્ગે ન જાય અને વિકૃત ન બને, તે જોવાનુ કામ શિક્ષણકારનુ રહે છે તેવા જાતીય આવેગો યોગ્ય રીતે વિકસે, રુકાઇ ન જાય અને સ્ત્રીપુરુષોના મિશ્ર

સમાજને સુંદરતર બનાવે, તે જોવાનું કામ શિક્ષણકારનું રહે છે. સદ્‌શિક્ષણવાળી સંસ્થાએ અત્યંત કાળજી રાખવાની બાબત હોય તો તે આ છે. આના ઉપર ઊંડામાં ઊંડો વિચાર કરવો ઘટે છે, અને માટે જાતીય શિક્ષણનો સુંદર પ્રબંધ કરવો ઘટે છે, અને માટે હૃદય અને મન વધારે ને વધારે નિર્મળ થાય તેવું ઊંચું વાતાવરણ પેદા કરવું ઘટે છે. આ નિબંધના બીજા વિચારોને ગૌણ સ્થાન આપીએ તો વાંધો આવે નહિ. આ સ્થળે આ વિચારનો આથી ઊંડો ઉલ્લેખ થઈ શકે નહિ.

કેળવણી અનેક યુગો જોતી આવે છે દેશ દેશની કેળવણીના યુગો દેશદેશની પરિસ્થિતિ પ્રમાણે બદલાતા રહે છે આપણા દેશમાં આ દષ્ટિએ કેળવણીના નવીન યુગોનો આજ હજી સુધી મૂકાયો નથી આપણા દેશમા નવીન કેળવણીનો પહેલ વહેલો વિચાર આજના પ્રચલિત અર્થમા આવ્યો તે પશ્ચિમનુ અનુકરણ હતુ. હજી પણ થોડે ઘણે અંશે નવીન કેળવણીનો વિચાર પશ્ચિમની દએ

ઉતારવામાં આવે તો તેમાંથી ઓછો લાભ થાય. આપણા દેશે બહુ જ થોડા વખત પહેલાં તેમ કર્યું; હજી પણ તેના અવશેષો આપણી નજર આગળ દેખાય છે. પરદેશી પ્રથાનું આવું અંધ અનુકરણ આપણી કેળવણીનું પ્રાણહર નીવડયું. એટલા માટે જ નવીન કેળવણીનો વિચાર કોઈ પણ પ્રથાના જડ અનુકરણ રૂપે નહિ, પરંતુ શુદ્ધ કેળવણીનાં સનાતન તત્ત્વોની વિચારણા રૂપે આપણે ત્યાં હવે અવતરવા લાગ્યો છે. આજનો નવી કેળવણીનો વિચારક કોઇ જડ પ્રથાનો વિચાર કરવાને બદલે કેળવણીના શુદ્ધ તત્ત્વોનો વિચાર કરે છે, અને એવાં તત્ત્વો ઉપર શિક્ષણપ્રણાલિકા રચે છે. આ જાતના નવીન કેળવણીના જે વિચારો આપણા દેશમાં આજે પ્રચલિત થવા લાગ્યા છે, તે મુખ્યત્વે કયાં કયાં તત્ત્વો ઉપર નિર્ભર છે તેનો સામાન્ય વિચાર આપણે અહીં કરીએ. એ તત્ત્વો જે કોઇ પણ કેળવણીની વિશિષ્ટ પદ્ધતિમાં આપણને દેખાતાં હોય તે પદ્ધતિનો સ્વીકાર આપણે માટે ધર્મ્ય થઇ પડે છે. એવાં નવીન તત્ત્વો ઉપર રચાયેલી પદ્ધતિ આપણા દેશમાં જન્મી હોય કે પરદેશમાં, તેમાં આપણને બાધ હોવો જોઇએ નહિ. આવી વિશિષ્ટ પદ્ધતિઓ

આજે હિંદુસ્તાન બહારના દેશોમા જન્મ પામી છે એ એક અકસ્માત છે આપણા દેશમા પણ એવો કાળ અવશ્ય આવે કે જ્યારે કેળવણીના સનાતન તત્ત્વો ઉપર રચાયેલી નવીન કેળવણીની સર્જક વિભૂતિ જન્મે તેવા કામને માટે આપણે આવી નવીન કેળવણીની પ્રથાઓના પ્રયોગો ઉપર નજર નાખવાની રહે છે

અહી કોઇ પણ વિશિષ્ટ પદ્ધતિની મીમાસા કરવાનો ઉદ્દેશ નથી હરકોઇ પદ્ધતિ કોઇક નવીન તત્ત્વો ઉપર જ રચાયેલી હોય છે એટલે નવીન કેળવણીના તેવા તત્ત્વોનો ટૂકમા નિર્દેશ માત્ર કરશુ

ખાતરી કરી આપી કે ભણનાર બાળકના વ્યક્તિત્વનું દબાણ નહિ પરતુ તેના વ્યક્તિત્વનો વિચાર વ્યક્તિત્વનુ માન, અને વ્યક્તિત્વના આવિષ્કાર માટે જરૂરી તેટલા સાધનોનો વિચાર તે જ ફળદાયી તત્ત્વ છે આજે તો હવે અનેક પ્રકારના પ્રયોગોથી સિદ્ધ કરવામા આવ્યુ છે કે બાળકના વ્યક્તિત્વને કેન્દ્રમાં રાખીને કામ કરવામા નહિ આવે તો કેળવણી છે જ નિરૂપયોગી નીવડવાની

કેળવણીની રચનામા આ તત્ત્વ પ્રધાનપદે હોય જ છે આ તત્ત્વને ધ્યાનમા રાખીને કેળવણીની જેટલી રચના કરનામા આવે છે, તે રચના જૂની કેળવણીથી જુદી જ જાતની બને છે જેમ કોઇ ઝાડને સરસમા સરસ રીતે ઉછેરવા માટે તેની બધી પરિસ્થિતિ ગોઠવવામા આવે છે, તેમ બાળકના સર્વાંગ વિકાસ માટે તેના વ્યક્તિત્વની આસપાસ પણ બધી પરિસ્થિતિ ગોઠવવામા આવે છે બાળકના વ્યક્તિત્વને માન આપવાના પ્રશ્નની સાથે જ શિક્ષક, શિક્ષણપદ્ધતિ કે અભ્યાસક્રમ એ બધાનું દૃષ્ટિબિંદુ છેક જ બદલાઇ જાય છે ભણનારના

સર્વાંશે શુદ્ધ નહિ પણ હોય; પરંતુ પારતંત્ર્યમાંથી છૂટવાની ઝંખનાએ એટલું ઉગ્ર સ્વરૂપ પકડ્યું. છે કે આજે તેની અશુદ્ધિ ઉચ્ચારનાર માણસ સ્વાતંત્ર્યનો દ્રોહી મનાય છે સમાજરચના, રાજ-રચના વગેરે છિન્નભિન્ન થઇ ગયાં છે માણસને પોતાની મુક્તિનો એક માત્ર ઉપાય સંપૂર્ણ સ્વાતંત્ર્ય જણાય છે

આ દેઢસો બે ત્રણ દસકામાં કેળવણીના ક્ષેત્રમાં સ્વાતંત્ર્યનો વિચાર ઉગ્રપણે ચાલી ગયો હતો માણસને જન્મથી જે જાતની કેળવણી મળતી તે પારતંત્ર્ય પોષક હતી તેની સામે પ્રથમ બળવો ચાલુ યુગમાં જો કોઈ પણ ક્ષેત્રમાં ઉઠાવવામાં આવ્યો હોય તો તે કેળવણીના ક્ષેત્રમાં હતો પાર-તંત્ર્ય પોષનારી ઘરેડથી વિદ્યા લેનાર માણસો ભવિષ્યમાં બીજા કોઈ પણ ક્ષેત્રમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિનો વિચાર કરી શકવાના નથી, એમ નવીન કેળવણીના વિચારકોને સૂઝી આવ્યું આથી જૂની ઘરેડની કેળવણી સામે તેમણે પોકાર ઉઠાવ્યો અને નવીન કેળવણીની રચના માગી કેળવણીમાં સ્વાતંત્ર્યનો પોકાર પ્રથમ ઉઠ્યો ત્યારે તેની આજે છે તેટલી વિશદ અને વિશુદ્ધ કલ્પના ન હતી શિક્ષણના વિધવિધ અંગોની જે દશા થવાની હોય તે ભલે

સૂક્ષ્મ સ્વાતંત્ર્યપ્રાપ્તિના માર્ગો ખુલ્લા થઇ જશે, અને આજે આ નવીન યુગનાં દર્શન કેળવણીના ક્ષેત્રના યુગમાં તો આપણે કરી રહ્યા છીએ. બાળકના સ્વાતંત્ર્યની મર્યાદા-દીવાલ શાળાથી આગળ ખસેડવામાં આવી છે, અને સ્વાતંત્ર્યે સ્થૂળ તેમ જ સૂક્ષ્મ બન્ને ભૂમિકાઓ સર કરી છે. કેળવણીના ક્ષેત્રમાં સ્વાતંત્ર્યની શરૂઆતે બાળકને સ્થૂળ સ્વાતંત્ર્ય આપી ધીમે ધીમે એટલી હદ સુધી આગળ ધપાવ્યું છે કે આજે ભણનાર પોતે જ પોતાના સ્વાતંત્ર્યનો વિચાર કરી શકે છે; એટલું જ નહિ પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ઉપકારક કામોમાં તેનો ઉપયોગ કેમ કરવો તેનો વિચાર પણ કરી શકે છે. આજે આપણે જોઇ શકીએ છીએ કે જે શાળાઓ કેવળ શારીરિક સ્વાતંત્ર્ય આપે છે તેમને નવીન કેળવણીની સંસ્થાઓ ગણતાં લોકો આંચકો ખાય છે; નવીન કેળવણીની શાળાઓમાં તો ભણનાર બાળકને સ્વાતંત્ર્ય ઉપરાંત બૌદ્ધિક અને માનસિક સ્વાતંત્ર્ય પણ મળેલું હોય છે. ભણતા બાળકના ભવિષ્યના સ્વતંત્ર જીવનને ધ્યાનમાં રાખીને તેના શરીર, મન, હૃદય, બુદ્ધિ વગેરેને સ્વતંત્રપણે વિહરવા દેવાનો પ્રબંધ નવીન કેળવણીમાં કરવા દેવામાં આવ્યો છે. નવીન કેળવણી આવા સ્વતંત્રવિહારથી જ માત્ર નથી

આપણી, એ સ્વતન્ત્ર વિહારો શરીર, મન અને હૃદયને વધારે ને વધારે નિરોગી અને નિર્મળ બનાવે તેવી બુદ્ધિપૂર્વકની શાસ્ત્રીય યોજનાઓ તેની પાછળ ઉભી કરવામા આવી છે નવીન કેળવણીના આ તત્ત્વે આજે તો દરેક શાળાને કબજે કરી છે તેમ કહીએ તો ખોટુ નથી

સ્વાતન્ત્ર્યની ઝંખના પેદા કરાવે તે પણ સમજી શકાય છે. આ ઝંખના શાળામાં ભણતા બાળકમાં પેદા થઇ એટલે પછી જીવનના બીજા ક્ષેત્રમાં તેને પ્રાપ્ત કરવા માટે તે અવશ્ય પ્રયત્ન કરવાનું એવો વિશ્વાસ નવીન કેળવણીકારના મનમાં હતો જ. અને ખરેખર અભ્યાસ કરતા બાળકે શાળાની બહાર પણ સ્વાતન્ત્ર્યની માગણી કરી. શાળામાં શરીરનું અને મનનું જે સ્વાતન્ત્ર્ય મળતું હતું તે સ્વાતન્ત્ર્ય પોતાને શાળાની બહાર પણ મળવું જોઇએ તેવા વિચારના આંદોલનો શાળાની બહાર પણ ફેલાવા લાગ્યા. આ તકનો લાભ લઇ કેળવણીકારો બાળકોના ઘર સુધી પહોંચ્યા, તેમ જ ભણનાર બાળક બીજા જે જે સ્થળોએ પોતાનો બાકીનો વખત વિતાડતું તે તે સ્થળોને પણ અસર કરવા લાગ્યા. ધીમે ધીમે સ્વાતન્ત્ર્યનો વિચાર ચાગા જેટલા જ ઉગ્ર સ્વરૂપે ઘરોમાં, છાત્રાલયોમાં, રમતના મેદાનોમાં અને એવા અન્ય સ્થળોમાં પહોંચી ગયો. ભણનારમાં ચોવીશે કલાક માટેના શરીર, મન કે હૃદયના સ્વાતન્ત્ર્યની તાલાવેલી જાગી. શાળામાં શિક્ષક શારીરિક પારતન્ત્ર્યની બેડીમાં જકડી ન રાખે તે જ રીતે ઘરોમાં, છાત્રાલયોમાં કે એવા બીજા કોઈ સ્થળોમાં શારીરિક પારતં-

એની બેડી સહન નહિ થઈ શકે તેવો ઉગ્ર અવાજ પ્રચલિત થયો. શિક્ષકો સિવાયના બાળકની સમગ્ર કેળવણીમાં રસ લેનારા બીજા જે જે કોઈ હોય તેમની પાસે આ માગણી ઉગ્રપણે પહોંચી ઘરમાંના કડક નિયમોનો મૃત્યુઘંટ વગાડાતો સંભળાવા લાગ્યો. ભણતર માટે અમુક રીતે જ ભણવું જોઈએ અને અમુક બાબતો જ ભણવી જોઈએ

આ તત્ત્વનો શિક્ષણસંસ્થાઓમાં પ્રવેશ કરાવ્યો. તેને પરિણામે તે ચોમેર પ્રસરી ગયું. આજે આપણે જોઈએ છીએ કે સ્થૂળ અને સૂક્ષ્મ સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું ન હોય ત્યાં સુધી કોઈ પણ માણસ કે કોઈ પણ સંસ્થા નિરાંતે જંપી શકતાં નથી. કેળવણીનું આ તત્ત્વ એટલું બધું વ્યાપક થઈ ગયું છે કે આજે હવે તેને કેળવણીના એક નવીન તત્ત્વ તરીકે ન મૂકીએ તો ચાલે. જે સ્થળમાં શારીરિક, બૌદ્ધિક કે હાર્દિક સ્વાતંત્ર્ય ન મળે તે સ્થળ જીવવા માટે લાયક ન ગણાય. કેળવણીની સંસ્થાઓ તો કેળવણી લેનારાઓને જીવવા માટે છે, એટલું જ નહિ પણ વધારે સારી રીતે જીવતા શીખવા માટે અને પોતાનો વિકાસ સાધવા માટે હોય છે. આવી શિક્ષણસંસ્થાઓમાં સ્વાતંત્ર્ય એ તેની સંસ્થાઓનું હૃદય બની ગયેલું હોવું જોઈએ. સ્વાતંત્ર્ય ન હોય તેવા સ્થળને કેળવણીની સંસ્થા તરીકે ગણાવનાર માણસ તેમ ગણાવતાં શરમાય તેવી પરિસ્થિતિ આજે આપણી નજર આગળ જણાઈ રહી છે.

હોય પરદેશથી આવેલી કેવળ બુદ્ધિની કેળવણીને લઇ શકાય. બુદ્ધિના વિષયો-શીખવવાના વિષયોને જો વિચારપૂર્વક રચવામાં આવ્યા હોત તો બુદ્ધિના સર્જનો પણ આપણને જોવા મળત આપણે ત્યાં તો બુદ્ધિ પણ પગવ્રવખી થવા લાગી પાગકાએ ચાલી આપેના ખોગકને ખાવા માટે ટેવાયેલી બુદ્ધિ પોતાના સ્વાભાવિક સર્જનોને પણ ભૂલી જવા માંડી નવીન કેળવણીના તત્ત્વમાં એટલા માટે જ સર્જનાત્મક ક્રિયાઓના અનુમશને સ્થાન આપવામાં આવ્યું નવીન કેળવણીના રચનારાઓએ પહેલા તો આવી ક્રિયાઓના પ્રદેશને કેવળ બુદ્ધિપૂરતો મર્યાદિત કરી લીધો શાળાઓની અંદર એ તત્ત્વોનો સ્વીકાર કરાવાયો કે ભણનારા વિદ્યાર્થીઓ બુદ્ધિની ધારને માત્ર તીક્ષ્ણ કરીને બેસી ન રહે પણ એ ધાર વડે કાંઇ કાંઇ નવીન સર્જન સર્જે આ તત્ત્વનો પહેલો અમલ શિક્ષણસંસ્થામાં ચિત્રકળાના પ્રવેશ દ્વારા કરાવવામાં આવ્યો નવીન કેળવણીકારે જોઇ લીધું કે કેવળ બુદ્ધિના વિકાસ ઉપર જીવતો માણસ જેમાં કલ્પનાના વિહારને ખૂબ સ્થાન હોય તેવા સર્જનોને જલદીથી ઝીલી લેશે આવા સર્જનો ચિત્રકલાના વિષયમાં વધારે પ્રમાણમાં શક્ય બને છે નવીન કેળવણીએ સર્જ-

નાત્મક ક્રિયાઓનું સ્થાન કેળવણીમાં આંક્યું તે દિવસે ચિત્રકલાનાં સર્જનો કેળવણીના પરિણામ તરીકે ગણાવા લાગ્યાં. સર્જનાત્મક ક્રિયાઓનો આનંદ જ એવો હોય છે કે માણસ એક પ્રકારની ક્રિયામાંથી બીજા પ્રકારની ક્રિયામાં જવા તલપાપડ થઇ રહે. એક વખત સર્જનાત્મક ક્રિયાને સ્થાન મળ્યું કે પછી તેનો પ્રદેશ વધારે ને વધારે વિસ્તૃત થઇ શકવાનો. આજે તો નવીન કેળવણીમાં સર્જનાત્મક ક્રિયાના તત્ત્વને જે સ્થાન મળ્યું છે, તે સ્થાન બુદ્ધિ અને કલ્પનાથી નીચે ઉતરી શરીરના સ્થૂળ હાથપગના સંચાલન દ્વારા નિત્યજીવનનાં ઉપયોગી તેવાં સાધનોના સર્જન સુધી પહોંચ્યું

નવીન કેળવણીની સસ્થાઓ છે ખરી રીતે કહીએ તો જે સસ્થામા સર્જનાત્મક ક્રિયાઓને અવકાશ ન હોય તે સસ્થાઓ કેળવણીની સસ્થાઓ જ ગણાતી નહિ; પરતુ કેળવણીમા એક પ્રકારનો ઉધો વા વાયો અને સર્જનાત્મક ક્રિયાઓ નષ્ટ થઈ ગઇ આવી ઉંધે રસ્તે ગયેલી કેળવણીને પાછી વાળવા માટે આ તત્ત્વ એક નવીન તત્ત્વ તરીકે આગળ ધરવામા આવ્યુ એ તત્ત્વનો વિચાર ગમે તે પ્રદેશમાથી અહી આવ્યો હોય, પણ આપણે સા તો એ જૂનો વિચાર છે આપણા દેશના જીવનમા એક કાળે વણાઇ ગયેલો એ વિચાર છે ગૂમ થઇ ગયેલા એ વિચારને ફરીથી સજીવન કરવા માટે સર્જનાત્મક ક્રિયાઓના એ તત્ત્વને આપણે મોખરે આણવુ પડયુ જે જીવનમા સર્જનાત્મક ક્રિયાઓ ન હોય તે જીવન સાચુ જીવન ગણાતુ નહિ શાળા અને ઘરને એવા વિભિન્ન ગણવામા નહોતા આવતા કે જેને પરિણામે કેવળ બુદ્ધિને અને શરીરના અવયવોને જુદા પાડીને કેળવવામા આવે હાથપગનો આશરો લીધા વિના બુદ્ધિ વિકસતી નહિ, અને બુદ્ધિનો આશરો લીધા વિના હાથપગ વિકસતા નહિ આ પરિસ્થિતિ સ્વાભાવિક હતી તે લુપ્ત થયેલી સ્વાભાવિકતાને ફરીથી જીવનમા પ્રવેશાવવા માટે સર્જના-

ત્મક ક્રિયાઓનાં તત્ત્વોને કેળવણીનાં નવીન તત્ત્વો તરીકે સ્વીકારવાના પ્રયત્નો કરવા પડે તે હરકોઈ પ્રજા માટે શોભાસ્પદ ન ગણાય. પરંતુ એ સ્થિતિ આપણા દેશમાં તેમ જ અન્ય દેશોમાં પણ પેદા થઈ. પરિણામે આજે સર્જનાત્મક ક્રિયાઓના તત્ત્વને એક નવીન તત્ત્વ તરીકે દાખલ કરવું પડ્યું છે. એને એટલા પૂરતુ નવીન ગણાવી શકાય ખરું કે જીવનમાં વણાઇ ગયેલું હોવા છતાં આપણે તેને છેક

શરીરના કોઇ એ.ાદ કામને સ્થાન આપીને આપણે સંતોષ સેવીએ છીએ શરૂઆત તરીકે આપણે આને ભલે વધાવીએ, પરંતુ આપણી ભ્રમણા વહેલી તકે ભાગનાની જરૂર છે બુદ્ધિના શિક્ષણનો કોઇ પણ વિષય એવો ન હોય કે જેના દ્વારા સર્જન ન થતું હોય, અને સર્જનાત્મક ક્રિયા માટેનો કોઇ પણ વિષય એવો ન હોય કે જેમા બુદ્ધિ વપરાતી ન હોય એનો અર્થ એ થયો કે આજની શાળામા વિષયોના શિક્ષણની એવી ગોઠવણ થવી ઘટે કે જેને પરિણામે આ સર્જનાત્મક ક્રિયાનો વિષય અને આ બુદ્ધિનો વિષય એવા ભેદ ન ભણનાર પાડી શકે કે ન ભણાવનાર કરી શકે

સર્જનાત્મક ક્રિયાઓનો આ પ્રદેશ શિક્ષણ સ્થળોમાંથી બહાર પણ નીકળો જે કોઈ એવું સ્થળ નજરમા આવે કે જ્યા બાળકની કેળવણીનો પ્રશ્ન ઉભો હોય ત્યા આ તત્ત્વને સહેલાઇથી પ્રવેશ મળવા લાગ્યો–પછી આવું સ્થળ ઘર હોય, બુદ્ધિના અખાડા હોય કે શરીરના અખાડા હોય સર્જન કરવું એ પ્રાણીમાત્રનો સ્વાભાવિક આવેગ છે એવા સર્જન માટે માણસને અવકાશ આપવામા ન આવે તો તેની કેટલીયે શક્તિઓ વિકૃત થઇ જાય આ તત્ત્વ માનવજાતને ઘણા વખતથી સૂઝેલું જ હતું.

મનુષ્યના કૌટુંબિક, સામાજિક કે એવા દરેક જીવનની અંદર સર્જનાત્મક ક્રિયાઓને સ્થાન આપવામાં આવેલું જ હોય માણસ સર્જનના આનંદથી હમેશાં પોતાની પ્રગતિ સાધી શકે છે આવા સર્જનનો આનંદ શિક્ષિત અશિક્ષિત, ગરીબ તવંગર સર્વને ભોગવવાનો હક છે. કોઇ ખરાબ ઘડી વિકૃત કેળવણીનો વાયરો દુનિયા ઉપર ફરી વળ્યો,

એ જ નવીન કેળવણીનુ આ તત્ત્વ આજે તો આ તત્ત્વ બીજા કોઇ તત્ત્વ કરતા વધારે વ્યાપક સ્વરૂપ પકડે તેવા ચિન્હો જણાવા લાગ્યા છે સર્જનાત્મક ક્રિયાઓ માટે દરેક પ્રકારની સગવડ આપવામા આવે છે સર્જનાત્મક ક્રિયાઓના આનદને લૂટવા માટે માણસજાતને સચેત કરવામા આવે છે આવી ક્રિયા ગરીબ બાળક કરી શકે છે, ધનાઢ્ય બાળક કરી શકે છે, સ્ત્રીપુરુષના ભેદ વિના દરેક જાત કરી શકે છે, અને વૃદ્ધ મનુષ્ય પણ કરી શકે છે સર્જનાત્મક ક્રિયાઓના પ્રકાર વિધવિધ હોય છે તે ક્રિયાઓના તે પ્રકારમાથી જેને જે અનુકુળ પડે તે સર્જન કરવાની તક મનુષ્યજાતને સાપડવા લાગી

આવી સર્જનાત્મક ક્રિયાઓ વધારે વિશુદ્ધ બને, વધારે ઉપકારક બને અને મનુષ્યજાતની ઉત્ક્રાતિમા તે વધારે સાધનભૂત બની રહે એટના માટે તેની ક્રિયાઓના ચોક્કસ ક્ષેત્રો પ્રયોગો દ્વારા નક્કી કરવામા આવ્યા છે આવા પ્રયોગો માટે શિક્ષણસંસ્થાઓને પસદ કરવામા આવી છે એ સસ્થાઓમાથી જ સર્જનનુ જે ચોક્કસ ધોરણ નક્કી કરવામા આવે તે ધોરણને જ આખોયે સમાજ સ્વીકારતો થયો છે આવા સર્જનોમા પ્રયોગ માટે કોઇ દેશને ખાસ અધિકાર હોઇ ન શકે જે

માટે જેટલી અગત છે તેટલી જ સામાજિક પણ છે આપણે જ્યારે વ્યક્તિત્વની વાત કરીએ છીએ, અથવા તો સ્વાતંત્ર્યની હિમાયત કરીએ છીએ ત્યારે એ બને બાબતને સાક્ષેપભાવે જ સ્વીકારીને બોલી શકીએ છીએ અને સર્જનનો આનંદ તો સર્જક પોતે ત્યાર જ સાચી રીતે માણી શકે કે જ્યારે તેના સર્જનના આનંદમા ભાગ પાડનાર બીજુ કોઇક હોય વ્યક્તિ જો સમાજથી દૂરી એકાકી રહે તો તેના વ્યક્તિત્વનો કશો અર્થ રહેતો નથી સ્વાતંત્ર્ય જ્યા સમાજથી દૂર જગલમા વાપરવાનુ હોય ત્યા નકામુ છે અને સર્જનો સમાજથી છૂપા સમાજની કશી પણ અસર વિના પડ્યા રહતા હોય તો તે સર્જનો થવા ન થવા એ સરખુ છે આમ માણસનુ વ્યક્તિત્વ અને માણસનુ સ્વાતંત્ર્ય સમાજની સાથે સાપેક્ષ રહેનારૂ છે, અને માણસનુ સર્જન સમાજ માટે અને સમાજમાથી નીપજનારૂ હોય છે વ્યક્તિત્વવાળો માણસ પોતાનુ વ્યક્તિત્વ પોતાની સામે નથી અજમાવતો, તેને પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ સમાજમા રહેવાથી જ હાથ લાગી શકે છે સ્વાતંત્ર્ય ભોગવતો માણસ પોતાના ઓરડાની ચાર દીવાલો વચ્ચે સ્વતંત્ર હોય જ છે સર્જકો પોતાના

સર્જનને સમાજની અંદર ખુલ્લા મૂકી દઈને જ તેમની કિંમત આંકી શકે છે. આમ મનુષ્યજાતની કેળવણીના જે મહાન તત્ત્વો આપણે ગણાવ્યા તે તત્ત્વોના તત્ત્વોની કસોટી આ સામાજિકતા ઉપર અવલંબે છે.

વ્યક્તિત્વના સ્વીકાર ઉપર હોય છે. વ્યક્તિ જો સમાજથી અતડી રહે તો પોતાને ને સમાજને નુકસાન પહોંચાડે; સમાજ વ્યક્તિત્વને પિછાન્યા વિના તેને દબાવી દેવાના પ્રયત્નો કરે તો જતે દિવસે પોતે જ નિર્વીર્ય બની જાય. આમ વ્યક્તિત્વનો વિકાસ સમાજના સ્વીકાર ઉપર અને સમાજનો વિકાસ વ્યક્તિત્વના આદર ઉપર રહેલો હોય છે. નવીન કેળવણીએ વ્યક્તિના તત્ત્વનો સ્વીકાર કર્યો છે તે આ સમજણ ઉપર. જો આ સમજણથી વંચિત રાખીને વ્યક્તિત્વના એકાકી તત્ત્વનો અમલ કરવામાં આવે તો નવીન કેળવણી તેટલે અંશે નિષ્ફળ જાય.

વચ્ચે જ રહીને તેમ કરે છે; એટલા પૂરતા એ પોતે સમાજના અંગ બનીને રહે છે. અને જેમ શરીરનું કોઇ પણ એક અંગ બીજા અંગને અવગણીને કે વિસારીને પોતાનો વિકાસ સાધી શકતું નથી, તે ન્યાયે સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર માણસ સમાજનાં બીજાં અંગોને પરતંત્ર રાખીને સાચું સ્વાતંત્ર્ય મેળવી શકતો નથી. આ રીતે સામાજિકતાનું તત્ત્વ નવીન કેળવણીના સ્વાતંત્ર્યપ્રાપ્તિના તત્ત્વ સાથે અનિવાર્ય થઇ પડે છે.

સર્જનાત્મક ક્રિયાને અને સામાજિકતાને પણ એટલો જ નિકટનો સંબંધ છે. મનુષ્યનું સર્જન સમાજને માટે ન હોય તો તે સર્જન નિષ્ફળ સમજવું. સમાજની પ્રગતિ જ મનુષ્યના સમાજ માટેના સર્જનને આભારી હોય છે. સર્જનનો આનંદ વ્યક્તિ પોતે લે છે, સર્જન વ્યક્તિ પોતાને માટે કરે છે, અને સર્જન ખાતર જ સર્જન કરવામાં આવે છે, તે વાતને સ્વીકારીએ તો પણ સર્જનની સામાજિક કિંમત સહેજે પણ ઓછી થઇ શકે તેમ નથી. સર્જનની ખાતર સર્જન કર્યા પછી અને કેવળ પોતાના જ આનંદની ખાતર સર્જન કર્યા પછી, સર્જક તેને સમાજ પાસે ધર્યા સિવાય રહી શકતો નથી. પોતાના સર્જનની કિંમત જાણે

અગત્યો પણ સમાજની કસોટીએ તે આંકતો હોય છે. જ્યાં તેવી આંકણીમાં નિષ્ફળતા મળે છે, ત્યાં આગળથી તેનો વિકાસ લગભગ બંધ થયા જેવું બને છે. માણસ પોતે જ સ્વભાવે સામાજિક પ્રાણી છે. એવા માણસનું-સર્જન સામાજિક ન હોય તે કલ્પના અશક્ય છે. સમાજમાં વિહરતો માણસ સમાજ ઉપર નભતો અને પોષાતો માણસ

છાપ હોય છે, અને એના સર્જનો પણ અનેક રીતે સમાજના રંગે રંગાયેલા હોય છે આ દૃષ્ટિએ સામાજિકતાના તત્ત્વને નવીન કેળવણીના એક સર્વસામાન્ય તત્ત્વ તરીકે સ્વીકારવું આવશ્યક થઇ પડે છે

આપણે જોઇ ગયા કે સામાજિકતાનુ તત્ત્વ એ સ્વત કોઇ તત્ત્વ નથી પરતુ બીજા તત્ત્વોની સાથે સાપેક્ષભાવે રહેતુ એક તત્ત્વ છે નવીન કેળવણીના વિચારમા આ તત્ત્વને એટલા માટે અગત્યનુ સ્થાન આપવામા આવ્યુ છે કે નવીન કેળવણીના વિચારમા એને જો અવગણવામા આવે તો વ્યક્તિ સાચા અર્થમા વિકસી શકે નહિ, અને સમાજ પણ સાચો વિકાસ સાધી શકે નહિ.

નવીન કેળવણીનો વિચાર કરતા આ ચાર તત્ત્વોનો વિચાર અગત્યનો અને અનિવાર્ય છે બીજા અનેક તત્ત્વોનો વિચાર નવીન કેળવણીએ કર્યો છે, પરતુ એ બધા તત્ત્વોનો આ ચાર તત્ત્વોની વિચારણામા સમાવેશ થઇ શકે છે નવીન કેળવણીના વિચાર તરફ દૃષ્ટિ ફેરનાર કોઇ પણ શિક્ષક એવા બીજા તત્ત્વોની ઉંડી વિચારણામા ઉતરી શકશે

ૐ

## શિક્ષણના
# સામયિકો

**શ્રીદક્ષિણામૂર્તિ**

કેળવણીના અદ્યતન વિચારો ફેલાવનાર ત્રૈમાસિક વાર્ષિક લવાજમ દેશમા ૨-૦-૦ પરદેશ માટે ૨- ૦ અથવ ચાર શિલિગ

તંત્રી શ્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ

# શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો

| | |
|---|---|
| વાર્તાનુ શાસ્ત્ર | ૧-૨-૦ |
| ડૉલ્ટન યોજના ( બીજી વાર ) | ૧-૦-૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર) | ૦-૧૨ ૦ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામા ભાષાશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષણપદ્ધતિઓ | ૦-૮-૦ |
| પ્રાથમિક શાળામા ચિઠ્ઠીવાચન | ૦-૫-૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષક | ૦-૧૦-૦ |
| દિવાસ્વપ્ન ( બીજી આવૃત્તિ ) | ૦-૧૦ ૦ |
| ઘરમા મોન્ટીસોરી ,, | ૦ ૧૦ ૦ |
| કોઇએ નહોતુ કીધુ | ૦-૮-૦ |
| વિદ્યાર્થીઓનુ માનસ | ૦-૬-૦ |
| છાત્રાલય કમીશનનો અહેવાલ | ૦-૬-૦ |
| માધ્યમિક શાળામા ભાષાશિક્ષણના ફેરફારો | ૦-૬-૦ |
| મૂઝવતુ બાળક | ૧-૦-૦ |
| મહાન વિગ્રહ પછી જર્મનીમા કેળવણીની પ્રણાલિ | ૦-૧૨ ૦ |
| પ્રાસંગિક મનન | ૦-૮-૦ |
| પરિચય પદ્ધતિ | ૦-૨-૦ |

| | |
|---|---|
| શાસ્ત્રીય દૃષ્ટિ | ૦-૧-૬ |
| રખડુ ટોળી ( સમાલોચના ) | ૦-૧-૬ |

## કિશોર અને કુમાર વાચન

કુલ કિંમત ૧૩-૭-૬

| | |
|---|---|
| કિશોર કથાઓ ખંડ-૧ | ૦-૬-૦ |
| કિશોર કથાઓ ખંડ-૨ | ૦-૬-૦ |
| ધર્માત્માઓનાં ચરિતો | ૦-૮-૭ |
| રખડુ ટોળી ખંડ-૧ | ૦-૮-૦ |
| રખડુ ટોળી ખંડ-૨ | ૦-૮-૦ |
| બાલ રામાયણ | ૦ ૧૦ ૦ |
| જાતક કથાઓ | ૦-૮-૦ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ ૧ | ૦-૮-૦ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦-૮-૦ |
| ભયનો ભેદ ( નાટક ) | ૦-૧-૬ |
| *ઇન્સાન મિટા દૂંગા* | ૦-૬ ૦ |
| સાગરસમ્રાટ ( સાહસવાર્તા ) | ૦ ૧૦ ૦ |
| વડલો ( સચિત્ર નાટક ) | ૦ ૧૦ ૦ |
| આપણા આર્થિક પ્રશ્નો | ૦-૫-૦ |
| પ્રાસંગિક મનન | ૦-૮-૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ |
| હઝરત મોહમ્મદ પયગમ્બર ( સ ) | ૦-૩-૦ |
| ભગવાન બુદ્ધ | ૦-૩-૦ |
| અશો જરથુસ્ત્ર | ૦-૩-૦ |
| કૈલાસ માનસ સરોવર દર્શન | ૦ ૧૦ ૦ |
| સેન્ટ જોનનું ભાગવત | ૦-૮-૦ |
| આપણા દેશનો ઇતિહાસ-૧ | -૦ |

## અન્ય બાલસાહિત્ય

બાળવાર્તા ભાગ ૧-૨-૩-૪-૫
પહેલો ભાગ ( ૩૩ ચિત્રો ) ૦-૬-૦ બાકી દરેકના ૦-૫-૦
સૌ કેનાં પરાક્રમો લેખક રમેશભાઈ ધારેખાન ૦-૩-૦
બાપુજીની અને બીજી વાતો ( સચિત્ર ૧૫ ચિત્રો )
લેખકઃ કપિલા બ્હેન ૦-૧૦-૦
બાળ લોકગીત સંગ્રહ ભાગ ૧-૨ દરેકના ૦-૩-૦
પીળાં પલાશ ( ત્રણ બાળનાટકો સચિત્ર ) ૦-૭-૦

## શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાઃ ૮૦ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

સ્થાનિક રૂા ૬-૪-૦
પોસ્ટેજ ૧-૪-૦ દેશમાં; પરદેશ માટે ૧-૧૪-૦

| | |
|---|---|
| ૧ ગણુપતિ બાપા | ૧૩ મારા ગોઠિયા |
| ૨ ચેવૈયો | ૧૪ જરા હસો |
| ૩ ઉભુ હતુ, ઉભુ હતુ | ૧૫ ક્યાથી આવ્યા |
| ૪ હનમડી | ૧૬ મકનો અને રાક્ષસ |
| ૫ કબાટ | ૧૭ રૂપસિંહ ને રામસિંહ |
| ૬ બાળકોનો બીરબલ ૧ | ૧૮ ટપાલની પેટી |
| ૭ ગોપીચંદ | ૧૯ ગધેડુ |
| ૮ બાળનાટકો-૧ | ૨૦ ચીડીયાખાનુ |
| ૯ હસ અને હસા | ૨૧ મહાસભાઓ |
| ૧૦ તિરંદાજ | ૨૨ કહેવતોના મૂળ |
| ૧૧ ગામડામાં મળજો | ૨૩ ગપગોળા |
| ૧૨ બાળપ્રવાસો | ૨૪ આફ્રિકા સાભર્યુ |

૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમા
૩૨ આગણામા
૩૩ શેરીમા
૩૪ બાળશાળામા
૩૫ ગામમા
૩૬ ફરવા જઈએ
૩૭ જુગતરામના પાઠો
૩૮ ભો ભો ભો
૩૯ ગધેડુ અને ઘોડુ
૪૦ દાદા દર્શને

૫૩ બાળકોનો બીરબલ ૨
૫૪ છૂટા રહેલા માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછુ ?
૬૧ ઓતરાતી દીવાલો-૧
૬૨ ઓતરાતી દીવાલો-૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત મહારાષ્ટ્ર
૬૫ જોડકણા
૬૬ કહેવત સંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?

## શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યગુચ્છઃ ૨૫ પુસ્તકો

સંપાદકો ગિજુભાઈ અને તારાબેન

કિં રૂ ૨ ૧૧ ૬ પોસ્ટેજ દેશમાં ૦ ૧૩ ૦ પરદેશ ૧ ૧ ૦

૧ લાલ અને હીરા ગિજુભાઈ
૨ મેં શાના શીંગડાં
૩ ગામડામાં ગયો હતો ,
૪ આંબો રોપ્યો ,
૫ વિલાયતી વાતો ,
૬ ટૂચકાઓ
૭ બે બાળનાટકો
૮ દાદાજીની તલવાર
૯ તડતડ તરરર્ મોંઘીબેન
૧૦ વેઢનો વારો રામભાઈ પાઠક
૧૧ નવા વરતો ગિજુભાઈ
૧૨ વસંત આવી
૧૩ ગિરિ ગાજ્યા ગુંજ્યા તારાબેન
૧૪ હેમુભાઈના પાડો
૧૫ જીવડું ગિજુભાઈ
૧૬ ઠેક ઠેકા તારાબેન
૧૭ ટેક ગિજુભાઈ
૧૮ મેરિયા ,
૧૯ તારાબેનના પાડો
૨૦ માજીએ કહેલી મોંઘીબેન
૨૧ જોયું ને આંખ ઠરી ગિ
૨૨ સટરપટર વાતો
૨૩ ત્રેવીશમું પુષ્પ
૨૪ ચતુર કરોળિયો ચંદ્રશંકર
૨૫ પંચામૃત લેખક ગિજુભાઈ

---

૨૪ ચતુર કરોળિયો ૦-૩-૦   ૨૫ પંચામૃત ૦-૬-૦
બાકી દરેકનો ૦-૧-૬

## મહાભારતનાં પાત્રો ( બાર પુસ્તકો )

લેખક નાનાભાઇ

પોસ્ટેજ રજીસ્ટ્રેશન દેશમાં ૦-૧૫-   પરદેશ માટે ૧-૫-૦

| | | | |
|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦-૩-૦ | ૭ કુંતી ગાંધારી | ૦ ૫-૦ |
| ૨ પાંચાલી | ૦-૪-૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦-૫-૦ |
| ૩ દુર્યોધન | ૦-૩-૦ | ૯ ભીષ્મ | ૦-૪-૦ |
| ૪ ભીમસેન | ૦-૪-૦ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦-૨-૬ |
| ૫ અર્જુન | ૦-૩-૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦-૬-૦ |
| ૬ યુધિષ્ઠિર | ૦-૪-૬ | ૧૨ મહાભારત કથા | ૧-૦-૦ |

[ મહાભારત કથા પાકી બંધાઇના ૦-૪-૦ વધારે ]

## આરોગ્યશાસ્ત્ર

શરીરવિકાસ ( પહેલી આવૃત્તિ ખલાસ થઇ છે ) ૧-૦-૦

## પ્રવાસ

કૈલાસ માનસ સરોવર દર્શન ( ત્રીજી આવૃત્તિ ) ૦ ૧૦ ૦

## ઇતિહાસ

આપણા દેશનો ઇતિહાસ પ્રથમ પુસ્તક (દસમી આવૃત્તિ) ૦-૬-૦

## અર્થશાસ્ત્ર

# વિનયમંદિર માટેનાં પાઠ્યપુસ્તકો

## સંસ્કૃત

| | |
|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧-૮-૦ |
| સંસ્કૃતપ્રથમ પુસ્તક ( અર્થ સાથે ) | ૦-૬-૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦-૩-૦ |
| સંસ્કૃત તૃતીય પુસ્તક ( વ્યાકરણ ) માર્ચમાં પ્રગટ થશે | |
| સંસ્કૃત સુભાષિતો | ૦-૧-૦ |

## ગુજરાતી

| | |
|---|---|
| ગુજરાતી કવિતા પ્રથમ વર્ષ | ૦-૨-૦ |
| ગુજરાતી કવિતા દ્વિતીય વર્ષ | ૦-૩-૦ |
| ગુજરાતી કવિતા તૃતીય વર્ષ | ૦-૩-૦ |
| ગુજરાતી કવિતા ચતુર્થ વર્ષ | ૦-૪-૦ |
| આપણા દેશનો ઇતિહાસ-૧ ( દસમી આવૃત્તિ ) | ૦-૬-૦ |

## હિન્દી

| | |
|---|---|
| હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ | ૦-૧-૬ |
| હિન્દી સુભાષિતો દ્વિતીય વર્ષ | ૦-૧-૯ |

# માબાપો માટે

દિવાસ્વપ્ન
મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર)
બાલશિક્ષણ
ઘરમાં મોન્ટીસોરી
કોઇએ નહોતું કીધું
પ્રાસંગિક મનન
ઘરમાં બાળકે શું કરવું ?

બાલક્રીડાગણો
વાર્તા કહેનારને
બાળવાર્તાઓનો વિનોદ
બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો
નવા આચારો
સ્વતંત્ર બાલશિક્ષણ

# અક્ષરજ્ઞાન યોજનાનાં પુસ્તકો

## ગુજરાતી

| | | |
|---|---|---|
| કેમ શીખવવું (શિક્ષકો માટેનું પુસ્તક) | | મફત |
| ભણનાર માટે | કાર્યાલયમાં | બીજે |
| ચાલો વાંચીએ | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો પહેલી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો બીજી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો ત્રીજી | ૦-૧-૬ | ૦-૨-૦ |

## મરાઠી

| | |
|---|---|
| कसें शिकवावें (શિક્ષકો માટે) | મફત |
| माझें पुस्तक (ભણનાર માટે) | ૦-૧-૦ |

## ઉર્દૂ

| | |
|---|---|
| ઉર્દૂ કેમ શીખવવું | મફત |
| આસાન અલીફ બે (ભણનાર માટેનું પુસ્તક) | ૦-૧-૦ |

---

# શિક્ષણશાસ્ત્રનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| ૧ મોન્ટીસોરી પદ્ધતિ | ૨-૦ |
| ૨ વસંત બાલશિક્ષણ પ્રચારમાળા | |
| નવ પુસ્તકોનો પ્રથમ ગુચ્છ પાકી બંધાઈ | ૦ ૧૧ ૦ |
| દસ પુસ્તકોનો દ્વિતીય ગુચ્છ પાકી બંધાઈ | ૦ ૧૧ ૦ |
| ૩ મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા | |
| સાત પુસ્તકોનો પ્રથમ ગુચ્છ પાકી બંધાઈ | ૦ ૧૦ ૦ |
| ૪ દ્વિતીય મોન્ટીસોરી સંમેલન નિબંધસંગ્રહ | ૦ ૧૨ ૦ |
| નવા આચારો | ૦-૧-૦ |
| સ્વતંત્ર બાલશિક્ષણ | ૦-૧-૦ |

## બાલવાચન

ચાલણગાડી નાની ૦-૧-૩ || ચાલણગાડી મોટી ૦-૧-૬

# ૧૯૩૩માં પ્રગટ થયેલા પુસ્તકો

| | |
|---|---|
| મોન્ટીસોરી પ્રવેશિકા | ૦ ૧૨ ૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષણપદ્ધતિઓ | ૦ ૮–૦ |
| પ્રાથમિક શાળામા ચિઠ્ઠીવાચન | ૦–૫ ૦ |
| મૂંઝવતુ બાળક | ૧–૦–૦ |
| બાપુજીની અને બીજી વાતો | ૦ ૧૦ ૦ |
| સૉક્રેના પરાક્રમો | ૦–૩–૦ |
| સાગરસમ્રાટ ( સાહસ વાર્તા ) | ૦ ૧૦ ૦ |
| પીળા પલાશ ( બાળ નાટકો ) | ૦–૭ ૦ |
| હિંદુ ધર્મની આખ્યાયિકાઓ ખંડ બીજો | ૦–૮–૦ |
| રખડુ ટોળી ખંડ બીજો | ૦ ૮–૦ |
| મહાન વિગ્રહ પછી જર્મનીમા કેળવણીની પ્રણાલિ | ૦ ૧૨ ૦ |
| પ્રાથમિક શાળામા શિક્ષક | ૦ ૧૦ ૦ |

**ખાસ નવી આવૃત્તિઓ —**

| | |
|---|---|
| બાળવાર્તા ભાગ પહેલો ( ૩૩ ચિત્રો ) | ૦–૬–૦ |
| બાળવાર્તાઓ ભાગ બીજો ત્રીજો ચોથો પાંચમો દરેકના | ૦–૫–૦ |

ઉપરાંત બાળસાહિત્ય ગુચ્છના ૧૪ થી ૨૫ એટલે બાર પુસ્તકો

---

પોસ્ટેજ ખર્ચ બધા પુસ્તકોમા જુદુ ગણવાનુ

આ પહેલાની કિંમતો ૨૦ ગણવી

વિગતવાર સૂચિપત્ર મગાવો